કવીશ્વર દલપતરામ સ્મારક ગ્રન્થમાળા, નં. ૩.

# નરસૈં મહેતાનું આખ્યાન.

( એક પ્રાચીન પ્રત ઉપરથી. )

સામાન્ય તંત્રી,
રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.,

સંપાદક,
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,
અમદાવાદ.

છપાવી પ્રકટ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

સંવત ૧૯૭૯. ઇ. સ. ૧૯૨૩.
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.

કિમ્મત ૦-૮-૦.

અમદાવાદ—સલાપોસ રોડ,
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું અને
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે
ભદ્રમાં સોસાયટીની ઓફિસમાં પ્રકટ કર્યું.

# ઉપોદ્‌ઘાત.

તા. ૧૩ મી એપ્રલ ૧૮૫૮ ના રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની જનરલ સભા મળી હતી, અને તેમાં એવો ઠરાવ થયો હતો કે, 'સ્વ. કવિ દલપતરામના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું;' અને તે 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. સ્મારક ફંડ' તરીકે સોસાઇટીએ જુદું રાખવું. તેનું વ્યાજ જૂનાં કાવ્યો સંશોધન કરી છપાવવામાં તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં વાપરવું.' એ ઠરાવાન્વયે નીચેના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં આવ્યા છેઃ—

| નંબર. | પુસ્તકનું નામ. | કર્તા-સંપાદક. | કિમ્મત. |
|---|---|---|---|
| ૧ | સુભદ્રાહરણ | રા. અંબાલાલ બુ. જાની. | ૧-૦-૦ |
| ૨ | પદ્યસંગ્રહ | રા. હિમ્મતલાલ ગ. અંજારિયા. | ૧-૦-૦ |
| ૩ | નરસૈં મહેતાનું આખ્યાન | રા. હીરાલાલ ત્રી. પારેખ, | ૦-૮-૦ |

# પ્રસ્તાવના.



"નરસૈં મહેતાનું આખ્યાન" એ કાવ્યની હસ્તલિખિત પ્રત મને સન ૧૯૨૧ ના નાતાલના દિવસે રદ્દી કાગળ લેનાર ફેરીઆ પાસેથી બીજાં કેટલાંક જૂનાં પુસ્તકો ભેગી મળી આવી હતી. તે કાવ્ય વાચતાં એમ જણાયું કે, બૃહત્કાવ્યદોહન ભાગ ૮ મા માં નરસૈં મહેતાનું ચરિત્ર, જે તૂટક મળી આવેલું છપાયું છે તેજ આ કાવ્ય છે, અને તે આખું છે, એ જોઇ વિશેષ આનંદ થયો હતો.

તે મહીનામાંજ સોસાઇટીએ પ્રાચીન કાવ્યોનું નવેસર સંશોધન કરાવી તેનું પ્રસિદ્ધિકાર્ય હાથ ધરવાનો નિર્ણય કર્યો હતો. કારણ કે, પ્રથમ તો યુનિવરસીટીની ઉંચી પરીક્ષાઓમાં ગુજરાતીનો ઉપયોગ વધવાથી પાઠ્ય પુસ્તકો, ખાસ કરીને પ્રાચીન કાવ્યગ્રંથો, જે છુટા પુસ્તકરૂપે ઉપલબ્ધ નથી, તે સારી રીતે એડિટ થઇ અભ્યાસીઓને સુલભ થાય એવી કોઇ વ્યવસ્થાની જરૂર જણાઇ હતી; અને બીજું, મૂળ કાવ્યો પ્રસિદ્ધ થયા પછી તેની બીજી નવી પ્રતો હાથ લાગેલી છે અને કેટલાંક નવાં સાધનો પણ મળેલાં છે તેનો ઉપયોગ કરી જૂનાં તેમજ નવાં કાવ્યો ઇંગ્લિશ કલાસીકૂસની જેમ, 'હેન્ડી' પુસ્તકરૂપે જુદાં બહાર પડે એ અગત્યનું હતું.

તે કાવ્યમાળામાં કયા ગ્રંથો લેવા અને તે કયા ધોરણે પસંદ કરવા, એનો વિચાર કરી એક કામપૂરતી યાદી તૈયાર થતી હતી, તેવામાં આ 'નરસૈં મહેતાનું આખ્યાન' પ્રાપ્ત થયું; અને સ્વાભાવિક રીતે જ એ કાવ્ય પ્રથમ છપાવવાનું નક્કી ઠર્યું. આમ આપણા આદિ કવિ અને ભક્ત નરસૈં મહેતાના ચરિત્રથી તે યોજના અમલમાં મૂકવાનો સુયોગ મળી આવ્યો એથી વિશેષ આનંદજનક શું હોઇ શકે?

સામાન્ય રીતે આપણા પ્રાચીન કવિઓ ને મહાન્ પુરુષોનાં ચરિત્ર આલેખાયલાં મળી આવતાં નથી. વખતે જે કાંઇ થોડી ઘણી

માહિતી મળી આવે છે તે દંતકથારૂપે અને પરચારૂપે હોય છે; અને તે પણ જોઇએ એવી વિશ્વસનીય અને પૂરતી હોતી નથી, તેથી વિશ્વનાથ જાનીકૃત નરસેં મહેતાનું ચરિત્ર હાથ લાગેલું છે, એ જાણીને ગુજરાતી સાહિત્યના અભ્યાસીને પરમ આનંદ થયેલો; અને સદ્દગત ઇચ્છારામભાઇએ તે કાવ્ય અપૂર્ણ અને તૂટક હોવા છતાં તે છાપવાનું યોગ્ય વિચાર્યું તે પરથી વાચક તે ચરિત્ર–કાવ્યની મહત્તા સહજ સમજી શકશે; તો પછી આખા કાવ્યની ઉપયોગિતા અને કિંમતીપણા વિષે કહેવુંજ શું ?

સન ૧૯૨૨ ના 'બુદ્ધિપ્રકાશ'ના જાન્યુઆરી અંકમાં તે કાવ્ય-વિષે નોંધ કરતાં મેં લખ્યું હતું કે, 'ગુજરાતી' પ્રેસને પ્રસ્તુત કાવ્ય ફાટેલું અને અપૂર્ણ મળી આવેલું હોવાથી અને તેમાંના 'મોસાળા'માં કવિ વિશ્વનાથ જાનીના નામ પરથી તે આખા કાવ્યનું કર્તૃત્વ વિશ્વનાથ જાનીનું માની લીધેલું જણાય છે, જ્યારે તે વાસ્તવિક રીતે, કોઇ અજ્ઞાત કવિની કૃતિ છે. પણ પાછળથી રા. ભાઇ નટવરલાલ ઇચ્છારામ દેસાઇ પાસેથી તે કાવ્યની અસલ પ્રત મને જોવા મળતાં ન્યાય ખાતર મારે કહેવું જોઇએ કે, તે પ્રત વાંચી તપાસી કોઇપણ એજ અનુમાન પર આવે કે આખું કાવ્ય વિશ્વનાથનું રચેલું હોય; કારણ કે, તે કાવ્યની સંકલના કડવાબદ્ધ છે અને તેમાં તેનો આંક ચાલુ એકસરખો મળી આવે છે. વળી મોસાળામાંની નીચેની ત્રણ લીટીઓ વાંચી આપણે એમ કહીએ કે તે કાવ્યનો લેખક એક જ સંભવે:—

" કેટલે ઠામે કરૂણા કીધી વીનતી જાંહાં જાંહાં કરી.
દોશી પરજંન અને પારખે હાર આપ્યો શ્રી હરિ.
વળી અનેક ઠામે લાડ પાળ્યાં તે કહ્યો સ્વલ્પ વિસ્તાર,"

અને તે કાવ્યના અંતે વિશ્વનાથે પોતાનું નામ અને કાવ્યની રચ્યા સાલ નોંધેલાં છે; એટલે સદ્દગત ઇચ્છારામભાઇ એ કાવ્યને વિશ્વનાથની કૃતિ તરીકે જણાવે એ સ્વાભાવિક છે.

પરંતુ આ નવીન પ્રત મળી આવતાં અને તેમાંના જુદા જુદા ખંડો તપાસતાં અને તે કાવ્યના આદિ ને અંતમાં કવિએ કરેલો ઉલ્લેખ વિચારતાં એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે તે આખું કાવ્ય વિશ્વનાથની કૃતિ નથી. તેમાંનો માત્ર 'મોસાળા'નો ભાગ તેનો રચેલો છે. બીજા ભાગો તો જુદા જુદા કવિઓની રચના છે; અને સમગ્ર કાવ્ય વાસ્તવિક રીતે કોઇ અજ્ઞાત કવિએ નરસૈં મહેતાનું ચરિત્ર વર્ણવવાને જુદા જુદા કવિઓના કાવ્યની ગુંથણી કરી ઉપજાવી કાઢેલું છે. તે અજ્ઞાત કવિ કાવ્યના અંતમાં જણાવે છે કેઃ—

"પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી.
તે સઘળાંનો જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાનજી."

વળી પ્રસ્તુત કાવ્ય વિષે લખતાં શરૂઆતમાં તે જણાવે છે કેઃ—

"અનન્ય ભક્ત શ્રીકૃષ્ણના મેહેતાજી મહાભાગ;
તેહેની લીલા વરણવું ધરી મન અનુરાગ."

અને તે સંબંધે નીચે મુજબ પ્રબંધની સમાપ્તિ કરે છેઃ—

"આગળ જીવને અવલંબવાને મેહેતાના ગુણ ગાન
બુદ્ધિ પ્રમાણે મેહેતાજીનું વરણવ્યું આખ્યાન.

વલણ.

"આખ્યાન વરણવ્યું ગાન કરવા મળી સંત સમાજ.
સંસાર સાગર દુસ્તર તરવા બાંધી અતિ દૃઢ પાજ."

આમ ઉપર આપેલા કાવ્યમાંના ઉતારાપરથી એટલું સિદ્ધ થાય છે કે પ્રસ્તુત કાવ્ય કોઇ અજ્ઞાત કવિની કૃતિ છે. તેનો અનન્ય લેખક વિશ્વનાથ તો નથી જ.

ખાસ કરીને સમગ્ર કાવ્યને અવલોકતાં, તેને બૃહત્કાવ્યદોહન-માંની પ્રત સાથે મેળવતાં તેમજ સંગ્રાહકે એકત્ર કરેલા જુદા જુદા કવિઓના મૂળ કાવ્ય સાથે તેને તપાસતાં આપણી ખાતરી થાય છે કે, આ આખ્યાન કોઇ અજ્ઞાત કવિએ ગુંથ્યું છે. એ કવિએ જે તે કવિઓના નરસૈં મહેતાના જીવન પ્રસંગોનાં પ્રચલિત કાવ્યો

જેમને તેમ આખાં ને આખાં સંગ્રહી ન લેતાં જે તે સ્થળે તેમાં પ્રસંગોપાત યોગ્ય અને બંધબેસતા સુધારા, ઉમેરા અને ફેરફાર દાખલ કરી તે એક સળંગ, એકધારૂં આખ્યાન છે એવી સંકલના કરવામાં એક કુશળ કળાકારની રસિકતા અને વિવેક દાખવ્યાં છે.

કથારસના પ્રવાહમાં આપણે જોઇ શકીએ છીએ કે કવિએ નરસૈંજીવનના આ પ્રસંગો, તેની પૂર્વાવસ્થા, મધ્યમાવસ્થા અને ઉત્તરાવસ્થામાં એક પછી એક, ક્રમસર બન્યા તેજ પ્રમાણે કાવ્યોની ફૂલગુંથણી કરી પોતાની કારીગરી બતાવી છે.

આખ્યાનનો શરૂઆતનો પ્રબંધ પ્રસ્તાવિક છે, જેમાં અજ્ઞાત કવિ "સંસારી જન અજ્ઞાની" ને પ્રબોધવા ભક્ત કવિ નરસૈં મહેતાનું આખ્યાન વર્ણવે છે એમ ઉલ્લેખ કરેલો છે. પ્રબંધ ૨ થી ૬માં નરસૈં મહેતાની પૂર્વાવસ્થાની હકીકત છે. તેમાં ભાભીએ કહેલા વચનથી દુઃખ પામી નરસૈંનું જંગલમાં જવું, ત્યાં ગોપેશ્વરની આ- રાધના કરી તેમને પ્રસન્ન કરવા, શંકરને વહાલા એવા શ્રીવિષ્ણુનું દર્શન પામવું, અને રાસલીલાનું અલૌકિક દૃશ્ય નિહાળવું, એ પ્રસંગો કવિએ તાદૃશ્ય રીતે ચીતરેલા છે અને શ્રીમુખે તે કહેવ- ડાવે છે કે,

" નરસૈંયા ! તું લીલા ગાજે જે દીઠી આ સ્થાન.
કષ્ટ સમયે માહારે સહાય કરવી, એ માહારૂં વરદાન.

× × × ×

ભક્તમહિમા પ્રગટ કરવા ઇચ્છા થઇ મુજ મંન.
તું વડે દિગવિજે કરી તને રાખીશ માહારે સદંન. "

ઘેર પાછા આવતાં ભાઇભોજાઈ એનાં દેદીપ્યમાન દેદાર અને જ્ઞાનવંત લોચન નિરખી વિસ્મય પામે છે અને કહે છે,

" આજથકી ન દેવું કામ. બેઠા ગાશે ગુણગ્રામ. "

ભક્ત નરસૈંને તો પ્રભુની લગની લાગી છે એટલે તે સાધુ-સંતોનો ને ભક્તોનો ઘેર જમાવ કરી આખો દિવસ ભજનકીર્તન-માંજ નિર્ગમે છે. આ ધમાલથી અકળાઇ ભાભીજાઇ તેને જુદું ઘર માંડી આપે છે. પછી માંહોમાંહેના વિગ્રહથી તળાજા તૂટી પડતાં તેઓ જુનાગઢ આવી વસે છે. કવિ કહે છે:—

" તળાજાના લોક સમસ્ત આવી વસ્યા જુનાગઢ માંહ્ય,
આદે ઉત્તમવર્ણ નાગરી નાતનો સમવાય.
મહેતાજીએ ભવન સંપાડ્યું. સુંદર ચોક વિશાળ.
ભગવતી ભોમિ તે નિશ્ચે મેહેતાજીનું મોહોસાલ.
તુલસીક્યારા ઉદાર શોભે. તાંહાં વૈષ્ણવનો સમાજ. "

ત્યારપછીના પ્રબંધો ૯ થી ૧૨ માં ભક્તજીવનના વિધવિધ પરચાઓની નોંધ કરેલી છે; જેમકે, ઢેડને ત્યાં કીર્તન કરવા જવું, જાત્રીજનનું આગમન અને સ્વાગત, જ્ઞાતિજમણ, ઝારીનો પ્રસંગ વગેરે.

નરસૈં મહેતાની પૂર્વાવસ્થાની કથાના આ પહેલા ૧૨ પ્રબંધોને બહત્કાવ્ય દોહનમાંના કાવ્ય સાથે સરખાવીએ છીએ તો પ્રથમ તો તેના કડવાના આંકમાં ફેર માલમ પડે છે; જે તેમાં ૮ મું કડવું છે તે આમાં ૯ મા પ્રબંધ તરીકે નોંધેલું છે. વળી કડવા ૯ ની પહેલી ૬ કડીઓ નરસૈંમહેતાના આખ્યાનમાં છેજ નહિ. કડવું ૧૧ મું નવીન અને વધારાનું છે, માત્ર તેમાંની થોડીક લીટીઓ આગળ મોસાળાના પહેલા પ્રબંધમાં છેવટે ઉમેરેલી જડે છે; અને ૧૨ મું કડવું અને ૧૨ મો પ્રબંધ એ બેની વસ્તુ અને વિચાર લગભગ એકસરખા છે, છતાં કડવું ૧૨, પ્રબંધ ૧૨ થી બમણું મોટું છે; એટલો બધો તેમાં ફેરફાર અને ઉમેરો માલમ પડે છે.

આ પરથી એમ સમજાય છે કે બીજા પ્રાચીન કાવ્યોમાં બન્યું છે તેમ આમાં પણ કથાકારો અને અન્ય લેખકોએ પોતા તરફથી પ્રસંગોચિત ઉમેરા અને સુધારાવધારા કરેલા છે.

તે પછી 'હુંડીચરિત્ર' વર્ણવેલું છે. એ કાવ્ય કૃષ્ણદાસની' હુંડી,' જે સન ૧૯૨૨ ના 'બુદ્ધિપ્રકાશ'ના જાન્યુઆરી અંકમાં છપાયેલ છે તેને બરોબર મળતું આવે છે. તેમાં માત્ર આખ્યાનને અનુસરતા ઘટતા ફેરફાર અને ઉમેરા કરેલા છે. મૂળકાવ્ય ૫૫ કડીનું છે. તેને લંબાવી ઘટાડી પ્રબંધરૂપે ગુંથવામાં આવ્યું છે અને એની લીટીઓની સંખ્યા આશરે ૨૦૦ છે. છેક સંવત્ ૧૭૧૩ માં અસલ કાવ્ય ઉતારાયેલું છે, એ લક્ષમાં લેતાં પ્રસ્તુત કાવ્ય કૃષ્ણદાસની 'હુંડી'ની વિસ્તૃત આવૃત્તિ છે એમ આપણે કહી શકીએ.

બીજું કાવ્ય 'વિવાહ'નું છે, તે આધારભટ્ટનું રચેલું છે. એ આખું કાવ્ય બૃહત્કાવ્ય દોહનવાળી પ્રતમાં આપેલું નથી. પણ તેજ ગ્રંથમાં બીજી એક પ્રત પરથી આધારભટ્ટનો વિવાહ જુદો આપેલો છે; તેમાં ને આમાં કેટલોક મુદ્દાનો ફેર માલુમ પડે છે. બૃહત્કાવ્ય દોહનવાળી પ્રતમાં કડવાની સંખ્યા ૨૨ છે અને તે કાવ્ય બે ભાગમાં નોંખું પડી જાય છે, જેમકે પહેલા ૮ કડવામાં નરસૈંનું રીસાઈ જંગલમાં નાસી જઇ એકમને ગોપેશ્વરની આરાધના કરવી, અને રાસલીલા નિહાળી ઇશ્વરભક્તિમાં નિમગ્ન થઇ રહેવું, એ તેના જીવનની શરૂઆતની હકીકત નોંધેલી છે; અને બીજા ૧૪ કડવામાં વિવાહનો પ્રસંગ વર્ણવેલો છે. પરંતુ આ નરસૈં આખ્યાનની પ્રતમાં વિવાહ ચરિત્ર ૧૪ પ્રબંધમાં આપેલું છે અને તે ૧૪ પ્રબંધો બૃહત્કાવ્યદોહનવાળા આધાર ભટ્ટના કાવ્યના ઉત્તર ભાગનાં ૧૪ કડવાના સારરૂપ સંક્ષેપ આવૃત્તિ છે; અને પહેલો પ્રબંધ, જે વધારાનો છે તે કાવ્યને સાંકળનાર કડીરૂપ છે. આમ પ્રસ્તુત કાવ્યમાં આધાર ભટ્ટનો જે 'વિવાહ' આપેલો છે તે મૂળ કાવ્યના બીજા ભાગના કડવા ૯ થી ૨૨ ના સારરૂપ છે; અને તેમાં મૂળકાવ્યના શરૂઆતના આઠ કડવાવાળો ભાગ આપેલો નથી. છતાં અહિં એટલું નોંધવું બસ થશે કે, એજ પ્રસંગ, એજ આઠ કડવાનો સાર અજ્ઞાત કવિએ પૂર્વે નરસૈં જીવનની પૂર્વાવસ્થા વર્ણવતાં પ્રબંધ ૨ થી ૬ માં લીધેલો છે.

એટલે પુનરુક્તિનો દોષ થાય એમ સમજીને તે ભાગ 'વિવાહ' કાવ્ય-માંથી કમી કર્યો હોય અગર તો જાણી બુઝીને મૂળ કાવ્ય બે નોંખા વિભાગમાં વહેંચાઇ જાય છે તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરી પ્રથમના ૮ કડવાનો સાર પ્રબંધ ૨ થી ૬ માં ગુંથી મૂક્યો હોય, અને 'વિવાહ' વાળો બીજો ભાગ આગળ વિવાહ ચરિત્રમાં ૧૪ કડવાને બદલે ૧૪ પ્રબંધમાં ટુંકાવીને આપ્યો હોય, અને તેને સળંગ કાવ્ય જોડે સાંકળી દેવા કડીરૂપે પ્રારંભનો પ્રબંધ રચ્યો હોય. પરંતુ મુશ્કેલી એ માલુમ પડે છે કે, એ અંકોડારૂપ વધારાના શરૂઆતના પ્રબંધમાં આધાર-ભટ્ટનું નામ છે એ આધારભટ્ટના નામવાળો વધારાનો પહેલો પ્રબંધ પ્રસ્તુત કાવ્યમાં ક્યાંથી દાખલ થયો એનો ખુલાસો થઈ શકતો નથી.

બીજો પ્રશ્ન વિચારવાનો એ છે કે, આધારભટ્ટ અને હરિદાસનો વિવાહ લગભગ મળતા આવે છે. બંન્નેમાં કડવાંની સંખ્યા ૨૨ છે અને બન્નેમાં નરસૈંનો પૂર્વાવસ્થાનો વૃત્તાંત અને વિવાહચરિત્ર એ બે જુદા પડી આવે છે. વિશેષમાં હરિદાસ પોતાના કાવ્યમાં તેની રચ્યા સાલ સંવત્ ૧૭૨૫ નોંધે છે, જ્યારે આધારભટ્ટના કાવ્યમાં એ ભાગ છે નહિં. હરિદાસના વિવાહની એક પ્રત મને મળેલી છે જેમાં માત્ર વિવાહનાં ૧૪ કડવાં આપેલાં છે. પણ તેમાં હરિદાસનું નામ, કડવાંની સંખ્યા ૨૨ અને રચ્યા સાલ સંવત્ ૧૭૨૫, એ બધી બીના નોંધેલી છે. એ પરથી એમ અનુ-માન થાય છે કે વિવાહવાળો ભાગ છુટો પણ પ્રચલિત હશે. સામાન્ય કિંવદંતી એવી છે કે આધારભટ્ટે હરિદાસના વિવાહની નકલ કરેલી છે. હરિદાસની તરફેણમાં તેના કાવ્યની રચ્યા સાલ અને તેના કાવ્યની મળી આવતી સંખ્યાબંધ પ્રતો એ છે; જ્યારે આધારભટ્ટનું કાવ્ય લગભગ હરિદાસના કાવ્યને અનુસરતું માલુમ પડે છે. આધારભટ્ટનો સમય નક્કી કરવામાં કોઇ આધારભૂત પ્રમાણ હજી પ્રાપ્ત થયેલું નથી.

વિવાહ પછી 'મોસાળું' આવે છે. તેનો કર્તા વિશ્વનાથ જાની છે. તે કાવ્યની રચ્યા સાલ સંવત્ ૧૭૦૮ તેમાં આપેલી છે.

તે કાવ્યમાં ઉપર નોંધેલી,

"દોશી પરજંન અને પારખે હાર આપ્યો શ્રી હરિ.
**વળી અનેક ઠામે લાડ પાળ્યાં તે કહો સ્વલ્પ વિસ્તાર.**"

એ કડી પરથી, ખાસ કરીને મોટા ટાઇપમાં મૂકેલી લીટી પરથી તે આખું કાવ્ય વિશ્વનાથની કૃતિ છે એમ સદ્‌ગત ઇચ્છારામભાઇએ સ્વાભાવિકરીતે અનુમાન કરેલું. પરંતુ મોટા ટાઇપમાં મૂકેલી લીટી–'વળી અનેક ઠામે લાડ પાળ્યા તે કહો સ્વલ્પ વિસ્તાર' એ લીટી વિશ્વનાથ જાનીના મોસાળાની બીજી બે પ્રતો મેં તપાસી છે તે કોઇમાં એ મળી આવતી નથી. આખું કાવ્ય કોઇ અજ્ઞાત કવિએ ગુંથ્યું હોય એ વાત લક્ષમાં રાખીને તેનો ઉકેલ કરીએ તો ઝટ સમજાય એમ છે કે તે લીટી કાવ્યની સળંગતા જાળવવાને ઉમેરેલી હોવી જોઇએ અને તે બંધબેસતું આવે છે.

વળી પ્રસ્તુત કાવ્યને બૃહત્કાવ્ય દોહનવાળી પ્રત સાથે અને વિશ્વનાથ જાનીની એટલા મોસાળાની છુટી પ્રત સાથે મેળવતાં માલુમ પડે છે કે અજ્ઞાત કવિએ શરૂઆતના કડવામાં ૧૨ થી ૧૯ આંકવાળી ૮ કડીઓ નવી ઉમેરેલી છે, જે વિશ્વનાથની મૂળપ્રતમાં તેમજ બૃહત્કાવ્ય દોહનમાં પણ નથી. પરંતુ તે લીટીઓ બૃહત્કાવ્યદોહનનું કડવું ૧૧, જે નરસૈં આખ્યાનવાળી પ્રતમાં નથી તેમાંથી લીધેલી છે; અને તે અહિં ઉમેરેલી નજરે પડે છે. ઉપરાંત બીજાં ૪ કડવાં ૨૭, ૩૦, ૩૧ અને ૩૨, જે બૃહત્કાવ્ય દોહનમાં છે અને વિશ્વનાથની છુટી પ્રતમાં છે તે, આમાં આપેલાં નથી; અને આમાં કડવા ૭ પછી જે ૩ પદો આપેલાં છે તે બૃહત્કાવ્યદોહનમાં મળી આવે છે, પણ તે વિશ્વનાથ જાનીની પ્રતમાં નથી. આ સિવાય કોઇ કોઇ કડવામાં લીટીઓના ક્રમમાં વધતાઓછા ફેરફાર મળી આવે છે. તે ઉપરાંત વિશ્વનાથ જાનીનું એક ખાસ લક્ષણ એ છે કે તે તેના કાવ્યમાં પોતાનું નામ મુકવા ચૂકતો નથી. મોસાળાના આદિ અને અંત બન્ને સ્થળે તેનું નામ નોંધેલું મળે છે. તેમજ 'પ્રેમપચ્ચીસી' એ નામનું તેનું

એક બીજું કાવ્ય મળેલું છે; તેમાં પદે પદે 'જાની' નામ મૂકેલું છે. નરસૈં મહેતાનું આખ્યાન આખુંએ તેની કૃતિ હોત તો તેના અન્ય કાવ્યોની જેમ તેમાં તે પોતાનું નામ અને તે કાવ્યની રચ્યા સાલ મોસાળાની જેમ જરૂર આપત.

ઉપર આપણે જોઇ ગયા છીએ કે 'હુંડી કાવ્ય' કૃષ્ણદાસની કૃતિ છે, 'વિવાહ' આધારભટ્ટે રચેલો છે, અને સમગ્ર કાવ્યના આદિ અને અંતમાં, અજ્ઞાત કવિએ પૂર્વે થયેલા કવિઓના કાવ્ય પરથી પ્રસ્તુત આખ્યાન યોજેલું છે એ વર્ણવેલું છે, એ સૌ હકીકત લક્ષમાં લેતાં આપણી ખાતરી થાય છે કે, 'નરસૈં મહેતાનું આખ્યાન,' એ વિશ્વનાથની કૃતિ નથી પણ તે ગુંથવાનું માન કોઇ અજ્ઞાત કવિને ઘટે છે.

છેલ્લો પ્રસંગ હારનો છે. તે હારમાળાની ચર્ચા ઉપર કેટલાક નવીન પ્રકાશ પાડે છે. શરૂઆતનાં ત્રણ કડવામાં હારનો પ્રસંગ કેવી રીતે ઉપસ્થિત થયો તેની સવિસ્તર હકીકત નોંધેલી છે. વાસ્તવિક રીતે નરસૈંમહેતાને ભીમભક્ત અને અન્ય સંન્યાસીઓ સાથે રાજા માંડલિક સમક્ષ વિવાદ થયેલો તેના પદોનો આ સંગ્રહ છે. આમાં હારના પદની સંખ્યા ૮૩૦છે, જેમાંના ૪૩ નરસૈંએ પોતે કહેલાં છે; ૨૩ ભીમભક્ત અને અન્ય સંન્યાસીઓનાં, ૨ માંડલિકનાં, ૧ પ્રધાનનું, ૪ સ્ત્રીઓએ કહેલાં અને બાકીનાં કથાપ્રસંગને સાંધનારાં છે. હારમાળાની ૫૦ થી માંડી ૨૧૩ પદો સુધીની જુદી જુદી પ્રતો મળી આવેલી છે. મારી પાસેની એક પ્રતમાં, જેનાં માત્ર પાચજ પાનાં મળેલાં છે તેમાં, નીચે પ્રમાણે નોંધ કરેલી છે:—

"સંવત પંનર બારોતરે સપતમી સોમવાર
વૈઇસાખા અજુઅલી પખ નરસઇને આપો હાર.
પચાસે પદ નિરમળ ગાયે તે વૈશ્નણવ સુખે સુજાણીએ રે."

એ પચાસે પદનો ખુલાસો એમ થઇ શકે કે નરસૈંએ ગાયેલા ૪૩ પદો અને તેની સખીઓએ ગાયેલા ૬—૭ પદો, એમ એકંદર

૫૦ ની સંખ્યા થવા જાય. પ્રેમાનંદના એક સગા પાસેથી ૮૪ પદન
એક પ્રત મળ્યાનો 'નરસૈંમહેતા કાવ્યસંગ્રહ'માં ઉલ્લેખ છે. એમાંન
નીચેની ૩ લીટીઓ પરથી તેનું કર્તૃત્વ પ્રેમાનંદને આરોપાતું હતું.
લીટીઓ આ અજ્ઞાત કવિના આખ્યાનના છેવટના ભાગમાં પણ મળ
આવે છે. તે પરથી એમ સમજાય છે કે, એ ૮૪ પદવાળી પ્રત બીજ
કોઇ નહિ પણ આ અજ્ઞાત કવિએ પોતાના આખ્યાનમાં ગુંથેલ
હારના વિવાહના પદની પ્રત છે, જેની સંખ્યા ૮૩ છે.

" એ ભક્ત મહિમા સંક્ષેપે વર્ણવ્યો યથામતિ અનુસારજી
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી.
તે સઘળાંનો જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાનજી
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમાંહાં તે લખ્યું વ્યાખ્યાનજી."

સિવાય બીજી એક પ્રત ૬૫ પદની સંવત ૧૭૮૦ માં ઉતારેલ
છે; ત્રીજી ૬૬ પદની સંવત્ ૧૭૬૪ માં લખેલી છે; અને ચોથી ૯
પદની સંવત્ ૧૭૬૨ માં ઉતારેલી છે. તે બધી પ્રતોના પદોનો ક્રમ
સંખ્યા એકસરખા મળતાં આવતાં નથી. પણ એક વિચારવા જેવ
બીના એ છે કે કેટલીક પ્રતોમાં "બાઇ મુને હરિ જોવાની ટેવ પડી
એ પદથી હારના કાવ્યની શરૂઆત થાય છે અને પ્રસ્તુત આખ્યાનમ
પણ તે પદ પહેલું છે. પાછળથી કોઇ કવિએ હારના પદો સુવ્યવસ્થિ
કરી હારમાળા તરીકે તેની સંકલના કરી તે પછીથી તે કાવ્યન
શરૂઆત "શ્રી દામોદર મંદિર સુંદર, જુનોગઢ જાણે આજ" ન
પદથી થયેલી મળી આવે છે અને તેમાં પદોની સંખ્યા, ઘણીખર
પ્રતોમાં ૧૪૨ થી ૧૪૬ ની આસપાસ હોય છે.

વળી હારનો પ્રસંગ પ્રસ્તુત પ્રતમાં માઘ સુદ સાતમ ને સોમવા
બનેલો જણાવવામાં આવે છે. ૫૦ પદવાળી પ્રતમાં વૈશા
સુદ સાતમ ને સોમવાર છે. ૬૫ પદમાં માગશર સાતમને રવિવાર
અને નરસૈં મહેતા કાવ્યસંગ્રહમાં ચઇતર સપ્તમી ને સોમવાર આપે

છે અને તે વાર રા. મણિલાલ દ્વિવેદીએ ૭ટ્ઠી સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં ખરો છે, એમ જણાવેલું છે.

આખો હારમાળાનો પ્રશ્ન મળી આવતી જુદી જુદી પ્રતો પરથી નવેસર વિચારવાની અને ચર્ચાવાની જરૂર છે. અન્ય કોઇ પ્રસંગે તે પ્રશ્ન હાથ ધરીશું.

અજ્ઞાત કવિ ક્યારે થઇ ગયો અગર તો પ્રસ્તુત આખ્યાન તેણે ક્યારે યોજ્યું એની કંઇ નોંધ મળતી નથી. પણ 'નરસૈંમહેતા આખ્યાન'ના છેવટના એકલા હારના ભાગની બીજી એક પ્રત મળી આવેલી છે, તેના છેડે તેની લખ્યા સાલ સંવત્ ૧૭૯૫ આપેલી છે; તે પરથી આપણે એમ અનુમાન કરી શકીએ કે સં. ૧૭૦૮, સં.૧૭૧૩, સં. ૧૭૨૫ ની સાલ પછી પરંતુ સં. ૧૭૯૫ પહેલાં અથવા તે અરસામાં આ કવિ થયો હોવો જોઇએ.

આપણા આદિ કવિ નરસૈંનું ચરિત્ર આલેખતું આ પ્રથમ જ કાવ્ય છે, અને તેમાં નરસૈંના જીવનની લગભગ બધી હકીકત સમાવેલી છે, તે સાહિત્યની દૃષ્ટિએ ઉપયોગી છે. ઉપરાંત જુદા જુદા કવિઓનાં કાવ્યો એકત્ર સચવાઇ રહ્યાં છે એ પણ ખુશી થવા જેવું છે. આશા છે કે સાહિત્ય પ્રેમીઓને અને પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને આ કાવ્યની પ્રસિદ્ધિ ઉપયોગી માલુમ પડશે.

અંતમાં આ કાવ્યની હાથપ્રતના એક પાનાનો ફોટોગ્રાફ પડાવી તે પાછળ આપ્યો છે, તે પરથી મૂળ પ્રતનો વાચકને સહેજ ખ્યાલ આવશે.

હીરાલાલ ત્રિ. પારેખ.

# નરસૈં મહેતાનું આખ્યાન.

## [1]પ્રબંધ ૧. રાગ આશાવરી.

શ્રી ગુરુ ગોવિંદ ને ભગવદી એ ત્રણ સ્વરૂપ પરબ્રહ્મ.
ભુવિ માંહાં ભક્તિમારગ દાખવા રાખવા સદ્[2] ધર્મ ૧
ભૂતળ માંહે જુગે જુગે હરિ ધરે છે અવતાર.
ભગવદી રૂપે નરસૈં મેહેતો પ્રગટયા જગત મુઝાર. ૨
ભક્તશિરોમણિ નરસૈં મેહેતો જેહેના જશતણો નહિ પાર.
એક અક્ષર સુણે જે જન કુળ સહિત હોય ઉદ્ધાર. ૩
હરિયશથી હરિદાસના ગુણનો અધિક છે મહિમા ય.
સ્વામિયશથી ઇશ્વિરપદ જાણે; ભક્તચરિત્રે ભજન લેહેવાય. ૪
જે જે ભક્તે હરિ આરાધ્યા તેહેનાં સુણે આખ્યાન,
તે વારે સેવકભાવ પામે, ભજે શ્રી ભગવાન. ૫
હરિભક્તિ યશ ગાતાં સાંભળતાં છૂટે સહુ અપરાધ.
ભક્તચરિત્ર માંહાં ભગવત જશ હોય અતિસુખ અતુલ અગાધ. ૬
જ્યમ ભક્તને ભગવંત જશ પ્રિય, ત્યમ ભક્તગુણ હરિ ગાય.
નિજ ભક્તનું હરિ ધ્યાન કરે, જ્યમ વચ્છને સંભાળે ગાય. ૭
ગૌ વચ્છની જ્યમ રક્ષા કરે ત્યમ ભક્તની કરે હરિ સહાય.
નેત્રને જેમ પલક રાખે તેમ દાસને વૈકુંઠરાય. ૮
સેવક રૂપે નરસૈં મેહેતો, સ્વામી રૂપે શ્રીવ્રજેશ,
જુગમ રૂપે જશ વિસ્તાર્યો પાવન કરવા દેશ. ૯
અનન્ય ભક્ત શ્રીકૃષ્ણના મેહેતોજી મહાભાગ;
તેહેની લીલા વરણવું ધરી મન અનુરાગ. ૧૦
નિત્ય લીલા માંહાં જે રસ અનુભવ, તેહેનો ન જાણું મરમ.
ભૂતળ માંહાં જે પ્રગટ દેખાડયું સ્વામિ સેવકનું કરમ.; ૧૧

---

૧ આ પંક્તિ અસલ પ્રતમાં છે નહિ. ૨ મૂળપાઠ "શુદ્ધ સત્વ."

અનેક જીવનો ઉદ્ધાર કીધો, છોડાવ્યા માયા પાશ;
જેમ જેમ હરિએ ઇચ્છા ધરી, તેમ કીધાં ચરિત્ર પ્રકાશ; ૧૨
તે ચરિત્રનો ભેદ ન જાણે સુર નર ને મુનિજંન.
નરસૈં મેહેતો જેમણે નિરખ્યા, કૃપાપાત્ર તે ધન્ય. ૧૩
સાત્વિક જન જેને હરિભક્ત વ્હાલા તે રહ્યા પ્રપન્ન.
સંસારી જન અજ્ઞાની, તેણે ન ઓળખ્યું દરસંન. ૧૪
આગળ જીવને અવલંબવાને મેહેતાના ગુણ ગાન
બુદ્ધિ પ્રમાણે મેહેતાજીનું વરણવ્યું આખ્યાન. ૧૫

**વલણ.**

આખ્યાન વરણવ્યું ગાન કરવા મળી સંત સમાજ.
સંસાર સાગર દુસ્તર તરવા બાંધી અતિ દૃઢ પાજ. ૧૬

---

## પ્રબંધ ૨. રાગ રામગ્રી.

નરસૈં મેહેતો નાગરી જ્ઞાતિ જી ભક્તશિરોમણિ વરતી ખ્યાત જી; ૧
ભાભી જેહેને પ્રથમ ગોરાણી જી, કઠિન વચન કહ્યું માગ્યું જ્યારે પાણી જી.૨

**ઢાળ.**

વચન કઠિન ઉપદેશ માન્યો મેહેતે તેણી વાર,
ભેદ્યું રૂદયા, વૈરાગ્ય પામ્યા; તે કહું વિસ્તાર. ૩
સૌરાષ્ટ્રદેશ મધ્યે ઉત્તમ તળાજુ એક ગામ.
તાંહાં સમાજ નાગરી નાતનો. તેણે સોહે પુર સુખધામ. ૪
તાંહાં નરસૈં મેહેતો વસે પોતે. ગૃહસ્થનું ઘર સાર.
વડો ભ્રાત મેહેતાતણો, તેહેને ધર્મ કર્મ વેહેવાર. ૫
માત તાતે વડો પુત્ર પરણાવ્યો શુભ ઠામ.
લાડકવાહી વહુ તેહેની, સોંપ્યું ઘરનું કામ. ૬
કેટલેક દિવસે નરસૈં મેહેતો પરણાવ્યા શુભ રીત.
એહુ પગરણ સાર્યાં સાથે, વિવાહ ને ઉપવીત. ૭
બાળક વય માંહાં પિતાએ પરણાવ્યો નાહાનો કુમાર.
વડો પુત્ર તે મંગળજી, તેહેને માથે ઘરનો ભાર. ૮

પછે માતપિતા મેહેતાતણાં પામ્યાં નિમિત્તગતિ મૃત્ય.
ભાભી વશ મેહેતા હવા. તે વારે કરાવે ઘરકૃત્ય. ૯
વાણોતરી વડા ભાઇકેરી કરવા લાગ્યા અનુદિન.
દિવસ આખો રળી આવે સાંઝે, પામે અન્ન. ૧૦
ભ્રાત વડો નિચંત પોતે ઘરુણીને શિર ભાર.
સ્ત્રી કરે તે થાય સરવે; એહેવો ઘર માંહાં કાર. ૧૧
કઠિનરૂદે તે કામિની. મદ માત્સર્યં અપાર.
દીયર પર વાત્સલ નહી ને કરે નહી મનુહાર. ૧૨
એક દિ નરસૈં મેહેતા મોકલ્યા ઊઘરાણીને કામ.
રળી ખપીને સાંઝે આવ્યા ભમી આખું ગામ. ૧૩
ભાભી પ્રત્યે વચન બોલ્યા, ક્ષુધિત છું નિરધાર.
ઉષ્ણોદક કરી આપો, તો નાહી ભોજન કીજે સાર. ૧૪
ભાભી કહે, આ શીતળ જળ છે. હાથે તે લ્યો, જાઓ.
તમે પોતે આ કાષ્ટ ચીરી ઉષ્ણ કરીને ન્હાઓ. ૧૫
વાક્ય સાંભળી ભાભીકેરૂં ખેદ પામ્યું મંન.
ક્ષોભ પામ્યા. નીચું નિરખ્યું. લાગ્યું કઠિન વચંન. ૧૬
માતપિતા વિણ છોકરાંની કોણ લે સંભાળ ?
અવર સગાં અનેક હોય, તે સહુ આળપંપાળ. ૧૭
સાચો સગો તે પરમેશ્વર છે, જેણે ઊપજાવ્યો દેહ.
કાર્યમાં કુટુંબની આશ ધરવી અંતે ઊગરે ખેહ. ૧૮
એવું વિચારી રોષ ધારી કીધું ત્યાંથી ગમંન.
નગરથી અતિ વેગળું એક ઘોર દીઠું વંન. ૧૯
ભાગ્યયોગે જ્ઞાન ઊપન્યું. હવી બુદ્ધિ પ્રકાશ.
તે સમે તાંહાં વન માંહે શિવાલય દીઠું પાસ. ૨૦
ગોપેશ્વરજી ગોપ્ય રહેતા અપૂજ્ય વન માંહે નિત્ય.
મેહેતા પેઠા તાંહાં દેહેરા માંહાં, બાળક રૂપ મહામત્ય.[1] ૨૧

૧ અસલ પ્રતમાં 'અપત્ય' છે.

### વલણ;

આળકફેરી મત્ય મોટી. સ્થળ સમાર્યું હાથે કરી.
આસન વાળી બેઠો મહેતો ધ્યાન ચિત માંહે ધરી.

---

### પ્રબંધ ૩. રાગ ગોડી.

તાળી લૈને બાળક બેઠો. આરાધ્યા ત્રિપુરાર*.
મનસા વાચા સ્મરણ જ માંડ્યું. વીસાર્યો સંસાર. ૧
પ્રથમ દિવસની સંધ્યા સમેથી માંડિયું તીવ્ર તપ.
નિશા થઇ તે અરણ્ય માંહે. જપે શિવનો જપ. ૨
ક્ષુધા તૃષા ને નિદ્રા પરહરી ધરિયું નિશ્ચલ ધ્યાન.
ગડે નહિ આસનથી મેહેતો એકાગ્રચિત્ત, બુદ્ધિવાન. ૩
કો ન લહે તે ગુપ્ત વારતા. શોધ કોઇ નવ પામે.
એકમનો થઇને આરાધે; શિવને મસ્તક નામે. ૪
એણી રીતે રાત નીગમી. પછે હવું પ્રભાત.
મેહેતો રટન રટે શિવ આગળ; બીજી ન જાણે વાત. ૫
વળી બીજા દિની સાંઝ થઇ ને ન મૂકે મુખથી નામ.
તે રજની વળી એમ જ નિગમી. ચળે નહિ તે ઠામ. ૬
એક દિવસ ને બે દિવસ, એમ કરતાં વીત્યા દિન ખટ;
શ્રીમહારુદ્રે દ્ઢતા જોવા ભે ઊપજાવ્યો નિપટ. ૭
છઠ્ઠી રાત વિષે જે નીપજ્યું, શો કહીએ વિસ્તાર?
અનેક રૂપ ભયાનક પ્રગટયાં દારુણજાતિ અપાર. ૮
ફણુધર મહા મોટા ફૂફવતા આવી અંગે વીટાણા.
નિરભે મન છે મેહેતાકેરું; તરણાવત કરી જાણ્યા. ૯
ભૂત પ્રેત વંતર જક્ષ આવી બાળકને બીહાવે;
મેહેતે ધ્યાન ચિત શિવનું ધાર્યું; અવર દ્દષ્ટિ કાંઇ નાવે. ૧૦
અનેક ઉપાય કીધા તે સ્થાનક; નરસૈંયો નવ ચૂકે;

---

* પ્રેમેસુ પ્રણામ કરીને બાળક બેઠો.

વિશેષે મન દૃઢતા વાધી; ધ્યાન ચિતથી ના મૂકે. ૧૧
એમ કરતાં રજની વીતી પ્રગટ થયું પ્રભાત.
તે દિવસ મહેતાને રટતાં થયા પૂરા દિન સાત. ૧૨
ભોળો શંકર પ્રસન્ન થયો ને કરુણા મનમાં આણી;
પ્રગટયા, માગ્ય માગ્ય મુખ કેહેતા. પ્રીત પૂરણ જાણી. ૧૩

વલણ.

પ્રીત જાણી કરુણા આણી બાળકની કરવા સાર
કર સાહી શિર હાથ ફેરવ્યો. ત્રૂઠયા વિશ્વાધાર. ૧૪

---

## પ્રબંધ ૪. રાગ દેશાખ.

પરમ શિવ પ્રસન્ન થયા. દીધું દરસંન.
કર્પૂર ગૌર સોહામણા. સોહે કમળવદંન. પરમ. ૧
શિર જટા અતિ શોભતી. ચંદ્ર ઝળકે ભાલ.
અપ્રાકૃત ભૂષણ ધર્યાં માહા ભુજગ વિખાલ. પરમ. ૨
કોટિ રવિ કોટિ ચંદ્રમા સોહે સ્વરૂપ રસાલ.
નરસૈંએ નેત્ર ઊઘાડીયાં. દીઠું ઝાકઝમાળ. પરમ. ૩
કર જોડી ચરણે નમ્યો. ત્રૂઠયા ઉમિયાનાથ.
'માગ્ય, માગ્ય' મુખ ઊચરે. ગ્રહ્યો બાળકનો હાથ. પરમ. ૪
વળતી બાળક એમ વીનવે, સાંભળો પ્રભુ એહ.
તમ દર્શને સુખ પામીઓ. થઇ સફળ આ દેહ. પરમ. ૫
મનવાંછિત દાતાર છો. ઇચ્છે જન જેહ,
તમને જે વાહાલું સદા, મુને આપો તેહ. પરમ. ૬
સદાશિવે એમ જાણીઉં. બાળક બુદ્ધિમાન.
મુને વાહાલું છે અતિઘણું શ્રીકૃષ્ણકેરૂં ધ્યાન. પરમ. ૭
તે એણે આજ માગીઉં, તો આપવું માહારે;
'વળી માગ્ય કાંઇ, બાળક,' એમ કહે વારે વારે. પરમ. ૮
ત્રણ વાર ફરી ફરી માગ્યું એહ જ સાર
શિવજીએ મન નિશ્ચે કરી આપીઉં નિરધાર. પરમ. ૯

નેત્ર મીચાવી કર અલ્યો. પૂરી ભક્તની આશ.
નિમેપ વીતે વ્રજ દાખવ્યું; દીઠો કૃષ્ણવિલાસ. પરમ. ૧૦

વલણ.

કૃષ્ણવિલાસ દેખાડિયો. આવ્યા વૃંદાવન મોઝાર.
અખંડ રાસ તહાં રમે પુરુષોત્તમ વ્રજનાર. ૧૧

## પ્રબંધ ૫. રાગ આશાવરી.

સદાશિવ સેવકને તેડી આવ્યા. અલૌકિક છે ધામ,
શ્રીકૃષ્ણજી વિરાજે છે જાંહાં. કીધો દંડપ્રણામ. ૧
હરિએ હેતે સ્વાગત કીધું; પૂછ્યું, સંગ આ કોણ?
શિવ કહે, જે સેવક માગે આપવું મુજ એ પોણ. ૨
મુજને પ્રિય, તે માગ્યું ભક્તે તીવ્ર તપ કરી આજ.
મુને વાહાલા તમો ઘણું છો. આપતાં શી લાજ? ૩
એ બાળક તમ શરણે આવ્યો; કીજે કૃપા અંગીકાર.
એણે માગ્યું તે મેં આપિયું. વેગે કરવી સાર. ૪
એહેવું કહેતાં પ્રસન્ન થયા સમરથ જગદાધાર.
દિવ્ય દૃષ્ટિ આપી લીલા દેખાડી દશવિધ વિચિત્ર વિસ્તાર. ૫
વ્રજ મથુરાં ને દ્વારકાંલીલા દીઠી મહેતે તે સ્થાન.
નરસૈંયો રસમગ્ન થયો, જે વારે ત્રૂઠયા શ્રીભગવાન. ૬
શ્રીમુખે એમ આજ્ઞા આપી પ્રીછવિયો નિજ ભેદ.
તું દ્વારાએ અનેક કારજ કરવાં છે માહારે વેદ. ૭
માહારી લીલ. પ્રગટ કરવા ભૂતળમાં આ વાર
નિજ ઇચ્છાએ અવતાર્યો છો, ભક્તને ઉપકાર. ૮
નરસૈંયા ! તું લીલા ગાજે જે દીઠી આ સ્થાન.
કષ્ટ સમે માહારે સહાય કરવી, એ માહારૂં વરદાન. ૯
છેલ છબીલો ને છોગાળો, ગોવાળો સામળવાન
સુંદરી વૃંદમાં નિકટ નિરખે નરસૈંયો ભાગ્યવાન. ૧૦

મોર મુગટ ને કુંડળ ઝળકે. નટવર નંદકુમાર
ગોપી વૃંદમાં રાસ રમે નિત કરી મંડલાકાર. ૧૧
અધર મુરલી. કંદ્રપ મોહન ત્રિભંગી મનોહર રૂપ.
સંગીતગાને સ્થિરચર મોહે. નરતે છંદ અનુપ. ૧૨
વ્રજની લીલા નિરખી અદ્ભુત, ત્રૂઠયા ગોકુળનાથ.
નરસેં મેહેતો નમ્યો ચરણે, હરિએ મૂકયો મસ્તક હાથ. ૧૩
પ્રસન્ન થઇને શીખ આપી બોલ્યા શ્રીમુખ વચંન.
તુંથી હું અળગો નથી. નિત્ય પામશો દરસંન. ૧૪
ભક્તમહિમા પ્રગટ કરવા ઇચ્છા થઇ મુજ મંન.
તું વડે દિગવિજે કરી તને રાખીશ માહારે સદંન. ૧૫
પછે સદાશિવજી નિમેષ માંહે લાવ્યા દેહેરામાંય;
આજ્ઞા આપી. પ્રસન્ન થઇને મહેતોજી ઘેર જાય. ૧૬

## વલણ.

મેહેતોજી ઘેર આવિયા ગુણ ગાન કરતા અનુપ.
તેજ કળા વાધી છે અંગે. થયા બ્રહ્મસ્વરૂપ. ૧૭

---

## પ્રબંધ ૬. રાગ સારંગ.

મેહેતા આવ્યા પુરની માંહે. હૈડા માંહે હરખ ન માયે. ૧
પોતાને નહી જગત સુ કામ. આજ્ઞા પાળવી સુંદરશામ. ૨
જીવતણો કરવા ઉદ્ધાર નરસેં રૂપ ધર્યો અવતાર. ૩
મંગળજી મન ચિંતા કરે, રીસાવી ગયો રખે પ્રાણ પરહરે. ૪
એટલે આવતો દીઠો ભ્રાત. મન માંહાં થયો ઘણો રળિયાત. ૫
ઊઠી લીધો હૃદયા સાથ, મંગળજી તવ થયો સનાથ. ૬
ભાઇ ! મેં જોઇ તાહારી વાટ. મન માંહાં ઘણા થયા ઉચાટ. ૭
નરસૈં મેહેતા આવ્યા તાંહાં, ભાભીજી બેઠાં છે જાંહાં. ૮
કર જોડીને કર્યાં પરણામ. તમ વડે મારાં સરિયાં કામ. ૯
ભાભી કહે, દીયરજી, સુણો. દાહાડો તે વળિયો તમતણો. ૧૦

પ્રોહોણાચાર રૂડો પામિયા. પુષ્ટ થઇને ઘેર આવિયા. ૧૧
આવડું કોણે દીધું સુખ? તેજે ત્રપ (?) તપે છે મુખ. ૧૨
ખરચ કરી ખાધું મિષ્ટાન્ન; વાધી કાંતિ ને વળિયું વાન. ૧૩
ભણે નરસૈં, સાંભળો વાત. કઠિણ વચન તમો બોલ્યાં માત. ૧૪
તે મુને લાગ્યો ઉપદેશ. મળિયા મુને શ્રીદેવેશ. ૧૫
હરિહરનું મુને દરસન થયું. તમ પ્રતાપે દુઃખડું ગયું. ૧૬
રીસાવી બેઠો વન મુઝારિ; આરાધ્યા મેં શ્રીત્રિપુરારિ. ૧૭
સદાશિવે કીધો ઉપકાર. મેળવિયા મુને દેવ મોરાર. ૧૮

### પદ. રાગ ધનાશ્રી.

શંકર તું સેહેજે ગોપેશ્વર, ગોકુળલીલા દેખાડી મુને. ધ્રુવ૦
ધન, ભાભી! તેં વચન કહ્યાં; જે ભેટયો માવાને
જુવતી જૂથ રમે જ્યાંહાં રંગે મોહી રહ્યો ગાને. શંકર. ૧
ચકિત થયાં સહુ વનનાં પંખી નાદ સુણી શ્રવણે.
ધનભાગ્ય ઊભો હું નિરખું સદાશિવ શરણે. શંકર. ૨
ગંગાધર ને ગોકુળપતિ માંહાં જે કો આણે ભેદ,
ભણે નરસૈયો વૈષ્ણવ નહિ, તેને અધમજાત્ય કહે વેદ. શંકર. ૩

### રાગ સારંગ ચાલુ

ભાભીએ સાંભળ્યું વચન. તતક્ષણ તેનું પિગળ્યું મંન. ૧૯
ધન્ય ધન્ય દીયરજી તમો! આજ કૃતારથ કીધાં અમો. ૨૦
ભાઇ કહે, એ વારતા ખરી. આવી ક્યમ પામે વૈખરી? ૨૧
બાર વરસનો બાળક એહ, બુદ્ધિ પ્રકાશ થઇ છે જેહ. ૨૨
જ્ઞાનવંત એહેનાં લોચંન, અંગ અવેવ સહુ દેદીપંન. ૨૩
સ્ત્રી ભરથાર બેઉ કરે વિચાર. સાચી વાત છે. કૃપા અપાર. ૨૪
આજથકી ન દેવું કામ. બેઠો ગાશે હરિ ગુણ્ય ગ્રામ. ૨૫

### વલણ.

બેઠો એ ગુણ ગાન ગાશે. સિદ્ધ એ પૂરણ થયો.
ચરિત્ર દેખી ભ્રાતનાં વિસ્મય મન માંહે થઈ રહ્યો. ૨૬

## પ્રબંધ ૭. રાગ સામેરી.

મેહેતે સંપાડી શુભ તાળ. હરખે ગાય ગુણ ગોપાળ. ૧
સંસારથી રહ્યા દૂર. મગ્ન લીલા સિંધુ પૂર. ૨

### ઢાળ.

લીલા રસ માંહે પ્રેમે ઝીલે, ઊછળે સુખ ગાન.
દામોદરજીનું સ્વરૂપ સેવે યથા ભક્તિવિધાન. ૩
ગોપીચંદન તિલક મુદ્રા પેહેરી તુલસી માળ
નૃત્ય કરે, ગાય, તાળ વાએ, આનંદરૂપ રસાળ. ૪
લોક સરવે આવે જોવા, મહેતાજી કીરતન કરે.
હાસ્યવચન મુખ બોલતા કૌતુક નૂતન આચરે. ૫
નાગર સહુકો કહેવા લાગ્યા, નાટય કવિતા શીખી આવિયો.
મન ભરમાયું નટુએ કોણે. લોક વેહેવાર લજાવિયો. ૬
સાધુજનને સ્નેહ ઊપનો; જાણ્યું, ત્રૂઠયા પુરુષપુરાણ.
ચાર વેદ ને સકળ શાસ્ત્ર ચૌદ વિદ્યા ગુણ જાણ. ૭
મોટું ફળ જે પામ્યા મેહેતો તે કેણે ન કળાય.
નરસૈંના ભાગ્યનું વર્ણવ કોણે નવ થાય. ૮
વૈષ્ણવ જન સહુ મળી બેસે, ગુણ ગોવિંદના ગાય,
ઘરમાં ભીડ ભરાવા લાગી. ભાઈ ભોજાઈ અકળાય. ૯
પછે મંદિર અળગુ કરી આપ્યું. રહ્યા તાંહાં હેતે કરી.
આણું કરીને તેડિયાં મેહેતી. આવ્યાં મન હરખ ધરી. ૧૦
મેહેતાજીને દરસને થયાં અતિશે પરસંન.
ધન્ય અવતાર તે મુજતણો, જે સ્વામી મળ્યો પાવન! ૧૧
સ્ત્રી ભરથાર રહ્યાં એકઠાં. હરિ ભજે દિન રાત;
શ્રીકૃષ્ણ વશ જેહેને સદા, અષ્ટ સિદ્ધિ જોડે હાથ. ૧૨
આજ્ઞા પાળે પતિકેરી મેહેતીજી મન શુદ્ધિ;
પ્રસન્ન મન મેહેતાજીકેરું; એક મન ચિત્ત બુદ્ધિ. ૩

હરિ ભજતાં દિવસ નિર્ગમે. સેવાપરાયણ થઇ રહ્યાં.
ભજનાનંદ માંહાં ઝીલતાં દિવસ કેટલા વહી ગયા. ૧૪

વલણ.

દિવસ કેટલા વહી ગયા. પછે વિગ્રહ ગામ માંહાં થાય.
તગાજાના લોક ઊચળી આવ્યા જૂનાગઢ માંહ્ય.

---

## પ્રબંધ ૮. રાગ વેરાડી.

તગાજાના લોક સમસ્ત આવી વસ્યા જૂનાગઢ માંહ્ય.
આદે ઉત્તમવર્ણ નાગરી નાતનો સમવાય. ૧
મેહેતાજીએ ભવન સંપાડયું. સુંદર ચોક વિશાળ.
ભગવતી ભોમિ તે નિશ્ચે મેહેતાજીનું મોહોસાલ. ૨
તુલસીક્યારા ઉદાર શોભે. તાંહાં વૈષ્ણવનો સમાજ.
મંદિર માંહાં દામોદર વિરાજે. સેવા વિધિનો સાજ. ૩
માયા મમતા મળે નહિ તાંહાં. બ્રહ્મતેજ ઘર માંહ્ય.
રાતદિવસ ગુણ ગાય હરિજન, તાલ મૃદંગ ને વાય. ૪
જે કો તેડે કીરતન કરવા, તાંહાં મેહેતાજી જાય;
ઘૂઘરા બાંધી નૃત્ય કરે; નવ આણે મન લજ્જાય. ૫
જેવી લીલા દ્રષ્ટે દીઠી, તેનો રૂદે આવેશ.
ગાને કરી સુર ગાંધર્વ લાજે; રીઝે શ્રી દેવેશ. ૬
શબ્દઘોષથી પાવન કીધાં નગરતણાં નરનારી.
શ્રીમુખે પદબંધ રચીને પ્રેમવાણી વિસ્તારી. ૭
ઉત્તમ મધ્યમ વર્ણ માંહે કાહાવે જે હરિજંન,
આતુર જાણી કરૂણા આણી આવે તેહેને સદંન. ૮
નાગરી નાતે નિંદા માંડી, બ્રાહ્મણનો ન હોયે ધર્મ.
કૌતુક દેખી દ્વેષ મન આણે; ન લહે ભક્તનો મર્મ. ૯
લોકલાજથી મેહેતો નવ બીહે. હરિલીલા વશી મંન;
ગાય, નાચે ને તાલ વગાડે, પ્રેમે કરે કીર્તન. ૧૦

વલણ.

કીર્તન કરે નિરભે થઇ. સાચવે વેદવહેવાર.
ઘેર આવ્યું કોઇ વિમુખ ન જાયે. વિસ્મે લોક અપાર. ૧૧

## પ્રબંધ ૯. રાગ ગોડી.

એક ચરિત્ર મેહેતાનું અદ્દભુત; સાંભળો તેનો વિસ્તાર.
કીર્તન કરે, ગુણ ગાય નિરંતર, ન ગણે લોકવેવાર. ૧
વૈષ્ણવ શૂદ્ર જાતિ હોય જે કો, હરિજન સુ ધરે પ્રેમ,
કીર્તન કરવા જો તેડે મેહેતાને તાંહાં વિલંબનો નહિ નેમ. ૨
નાગર ને બ્રાહ્મણ સહુ મળીને કીધો એક વિચાર.
નરસૈં મેહેતો ભ્રષ્ટ થયો. હવે કાઢવો ઘટે નાત બહાર. ૩
પ્રથમ તો શિખામણ દીજે, રૂડી પેરે જો માને.
નહિ તો એનો ત્યાગ કરીશે, વાંક રખે કો આણે. ૪
એહેવો સરવે મતો કરીને આવ્યા મહેતાને ઘેર.
નરસૈં મહેતો ઘેર નોહોતા. સ્રીને કહી સહુ પેર. ૫
વારો તમારા સ્વામીને જે ન કરે એહેવું કામ.
બ્રાહ્મણ થઇને ગાન કરે છે અધમ જાતિને ધામ. ૬
આજથકી જો અમો દેખશું, તો નહી રાખું ભાર.
અઘટિત જો મેહેતો આચરશે, તો રેહેશો નાતિ બાહાર. ૭
જ્ઞાતિ સહુ કો ઘેર આવીને બોલ્યા કઠિણ મુખવાણી.
એહેવી વાત શ્રવણ કરી બોલ્યાં મેહેતાની ધણિયાણી. ૮
આજથી હું રાખીશ વારી. નહી જાવા દઉં બાહાર.
જો કહિં દેખો ગાન કરંતા, તો વાંક નહી લગાર. ૯
ચાલ્યા સહુકો એમ ડરાવી. નિત્ય ચર્ચા જુએ.
ઘેર ઘેર રાતે જોતા હિંડે, નિવૃત્તિએ નવ સુએ. ૧૦
મેહેતાજીને ઘણું એક વાર્યા સ્રીએ કહી સમાચાર.
હસિત વદને મહેતો બોલ્યા, શું સમજે સંસાર? ૧૧

એક દિવસ મહેતાજી પાસે આવ્યો વૈષ્ણવજંન.
કર જોડીને કરી વીનતી, પધારજો કીર્તન. ૧૨
પ્રસન્ન થઇને હા ભણી મનમાંહે આણી પ્રેમ.
મેહેતીજીએ મંન વિચાર્યું, એ ભિયા એમના એમ. ૧૩
સમીસાંઝથી ઘરમાંહિં ઘાલી સાંકળ દીધી દ્વાર.
રાતે તાંહાં જઈ કીર્તન માંડયું મેહેતાજી ઉદાર. ૧૪
નાગર સરવે કીર્તન કરતાં દીઠા મેહેતાજી જે વારે,
મેહેતીજી પાસે સહુ આવ્યા, બોલ્યા વચન તે વારે. ૧૫
નાતવચન લોપીને નાચે ઉદ્ધત સ્વામી તાહારો.
કહ્યું ન માન્યું જે અમકેરૂં, વાંક નહી અહ્માારો. ૧૬
મેહેતીએ મંદિર ઊઘાડી દેખાડયું. મહેતો દીઠા સેજાએ.
હવડાં જોઇ અમો આવ્યા છું. આ તે શું કહેવાએ ? ૧૭
વિપ્ર દોડાવી તાંહાં જોવરાવ્યું. જુએ તો નાચે ને ગાયે.
ફરી આવ્યા તો મેહેતો દીઠા મેહેતાના ઘરમાંહે. ૧૮
માંહોમાંહે જોઇ રહ્યા સહુ; લજ્જા પામ્યા મંન.
વિસ્મય પામી નીચું નિરખ્યું. માંડયું સરવે સ્તવંન. ૧૯
મેહેતાજી! તમો ઇશ્વિર છો. અમો ન જાણ્યો પાર.
તમારી અમે નિંદા કીધી અજ્ઞાને નિરધાર. ૨૦
પાયે લાગીને સહુકો ચાલ્યું પોતપોતાને ભવંન.
લોકપાવન મેહેતાજી પ્રકટયા, સદા કરે કીર્તન. ૨૧

**વલણ.**

કીર્તન કરે, હરે દુઃખ જનમનાં. વાણી મેહેતાજીની ધન્ય!
સંસાર ક્લેશથી છૂટે નિશ્ચે, ભાવે સુણે જે જંન. ૨૨

---

## પ્રબંધ ૧૦. દેશી ચાલતી.

એક દિવસ મેહેતાને મંદિર અભ્યાગતજન બહુ આવ્યા.
લોકે ઘર દેખાડયું મેહેતાનું. સ્વાગત કરી પધરાવ્યા. ૧

ભોજન કરી મેહેતોજી રહ્યા છે; દિવસ રહ્યો ઘડી ચાર.
તોણ્ય વાસી રાખે નહિ; ઘરમાં એક મનુષ્યનો આહાર. ૨
આદરભાવ પ્રોહોણાને કીધો. દીધું બહુ વિધ માન.
મહેતીજીને આજ્ઞા આપી, કરો રસોઇનો સામાન. ૩
અન્નસામગ્રી હમણાં લાવ્યોસ. ક્ષણ નહી લાગે વાર.
એમ કહીને ચઉટે ચાલ્યા મહેતો પરમ ઉદાર. ૪
વાટે જાતાં મહેતાજીને મળિયો વૈષ્ણવજંન.
કર જોડીને કરી વીનતી, સ્વામી! પધારો કીર્તન. ૫
મેહેતોજી રળિયાત થઇને ચાલ્યા ત્યમના ત્યમ.
હરિલીલારસમગન થયા ને વીસર્યો ઘરનો મરમ. ૬
શ્રી ભગવાને મનમાંહિ વિચાર્યું, પ્રોહોણા જોશે વાટ.
મેહેતો લીન થયો હું માંહે. કેહેવત હોય શા માટ ? ૭
તતક્ષણ રૂપ ધર્યું નરસૈંનું પોતે જગજીવંન.
અન્નસામગ્રી લઇને પ્રભુજી આવ્યા મેહેતાને સદંન. ૮
મેહેતીના મુખ આગળ મૂક્યું. ચાલ્યા કહી વચંન,
પાક રચી જમાડજે સહુને. હું જાઉં છું કીર્તન. ૯
રસોઇ નિપાવી સહુકો જમાડયા. થયા તે મન રળિયાત.
વિરામ પામ્યા; નિદ્રા આવી; જાગ્યા થયે પ્રભાત. ૧૦
કીર્તનથી મહેતાજી ઊઠયા, સાંભરી ઘરની વાત.
પ્રોહોણા ઘેર ભૂખ્યા રહ્યા. એ તો મહા ઉત્પાત! ૧૧
ચિંતાતુર આવ્યા ઘર માંહે; સ્ત્રીને પૂછ્યા સમાચાર.
ઘેલું લાગ્યું સ્વામી માહારા! કેહેવા લાગી નાર. ૧૨
તમો સામગ્રી આપી ગયા છો. પૂછો છો શું આમ?
એટલી વારમાં ક્યમ વીસરિયા? જુઓ વિચારી, સ્વામ. ૧૩
મેહેતો મર્મ પ્રીછે તેણી વેળા, શ્રીહરિનું એ કૃત્ય.
હું માટે શ્રીપતિ શ્રમ પામ્યા. હું શાનો હવે ભૃત્ય? ૧૪
શીખ માગીને પ્રોહોણા ચાલ્યા, પ્રસન્ન છે જેનું મંન.
મેહેતો મગ્ન થયા સેવા માંહાં નિર્મળ બુદ્ધિ પાવંન. ૧૫

એક પલક સાધુની સંગતિ જે કો પામે જંન,
જનમ કોટિનાં પાપ બળે સહુ; થાય હરિ દરસંન. ૧૬
મેહેતાજીની સંગતિ પામ્યા બ્રાહ્મણો થયા હૃતપાપ.
જે પ્રસાદ સુરનરને દુર્લભ, પામ્યે શમ્યા ત્રિતાપ. ૧૭

વલણ.

પ્રસાદ પામ્યા હરિ હાથનો મેહેતાજીને સંગે કરી.
હરિ મળે હરિદાસ સેવતાં. સંદેહ નહિ એમાં જરી. ૧૮

## પ્રબંધ ૧૧. રાગ સામેરી.

જૂનાગઢ મુઝાર એક નાગરને ઘેર તહેવાર. ૧
તેડી જમવા સહુકો નાત નોંતરાં કરી પરભાત. ૨

ઢાળ.

નોંતરાં કરી સહુ તેડિયું ને સામગ્રી કીધી ભલી;
તે નાગર સાધુ શુચિ મેહેતાજી સુ રહેતો મળી. ૩
આમંત્રણ કરવા પ્રેમ સુ આવ્યો મહેતાજીને ભવંન.
આગ્રહ કીધો અતિ ઘણો. મેહેતેજી માન્યું વચંન. ૪
મધ્યાહ્ન સમે તેડી ચાલ્યો મેહેતાને વીનતી કરી.
મન માંહાં શ્રદ્ધા એવી રાખે મેહેતો જમ્યે જમ્યા સ્વેં હરિ. ૫
નાગર સહુ કો ન્હાઇ બેઠા, જેને મદ માત્સર્ય અહંકાર.
ધને પૂરા વિષયે શૂરા દ્વેષના કરનાર. ૬
નરસૈં મેહેતો તે સભામાં આવી બેઠા સ્નાત થઇ.
હાસ્ય કરવા લાગ્યા સરવે; અજ્ઞાની પ્રીછે નહી. ૭
માળા ધારી સંત આવ્યા; કીધા સહુને પવિત્ર!
વર્ણાશ્રમ ધર્મ તજી રહ્યો કરે નટવાનું ચરિત્ર. ૮
ડાહ્યા શાણા અતિ ઘણા, તેણે કીધો એમ વિચાર.
નરસૈં મેહેતા પાસે બેસી નહી જમું નિરધાર. ૯

ઘરધણીને કહ્યું સરવે, વટાળવા તેડયા અમો.
અમો સર્વે ઊઠી જાઉં છું. તમો ને નરસૈં જમો. ૧૦
વીહીલું મુખ થયું તેહેનું; ટળવળવા લાગ્યો સહી.
મેહેતાજી તે પછે જમશે; તમો તાંહાં બેસો અહીં. ૧૧
મેહેતાજીએ મન વિચાર્યું, હું નિમિત્ત શો ત્રાસ[1]?
વિદાય માગી ઊઠયા તાંહાંથી જાણી સહુને ઉદાસ. ૧૨
કાગ બગની મંડળી માંહાં હંસ કયમ રહે પાસ ?
ઉલૂક મનમાંહે ખેદ પામે દેખી રવિ પ્રકાશ. ૧૩
નરસૈં મેહેતા ચાલ્યા ઊઠી. નેત્રમાંહે નહી રીસ.
અવગણના નિજ ભક્તની જાણી કોપ્યા શ્રી જગદીશ. ૧૪
પ્રીસણું ચાલતું કરવા વિપ્ર સહુ તતપર થયા.
અન્ન લેવા કારણે રસોઇશાળા માંહાં ગયા. ૧૫
પાક ઊઘાડયો જેટલે, વિપરીત દીઠું તાંહે.
નરકના ઢગલા થયા; કચવચે ક્રમિ તે માંહે. ૧૬
દુર્ગંધ ચાલી તાંહાં થકી સહી ન જાય લગાર.
મ્હો વણસાડી પ્રીસનારા નીસર્યા સહુ બાહાર. ૧૭
કહેવા લાગ્યા માંહોમાંહે, જમણ તો ગયું રદ થઇ.
જોવા ચાલ્યા નાગર સરવે, પણ પાસે જવાયે નહી. ૧૮
એક નાગર વૃદ્ધ હુતો, તેણે વાત કહી ખરી.
મેહેતાજી ઉવેખ્યા સરવે, તે દોષે રૂઠયા હરિ. ૧૯
વચન તેહેનું ઋત માન્યું. ઊઠીને પૂંઠળ પળ્યા.
મેહેતાજીને વાટ માંહે ચપળતાએ જઇ મળ્યા. ૨૦
મેહેતાજી ! અમો હાસ્ય કીધું, તે અપરાધ ક્ષમા કરો.
તમ વિના સહુ કયમ જમિયે ? કૃપા કરી પાછા ફરો. ૨૧
સાંભળતાં રળિયાત થઇને પ્રસન્નતાએ આવિયા.
સામા આવી નમ્યા ચરણે. સરવને મન ભાવિયા. ૨૨

---

૧ મૂળ પાઠ ક્લેશ.

મેહેતાજીને કહ્યો સરવે અન્નતણો સમાચાર.
તમો પધાર્યા એટલે તો અન્ન થયું સહુ છાર. ૨૩
નાહાનાં મોટાં ભૂખ્યાં જાણી મેહેતે મન કરુણા ધરી.
રસોઇશાળા માંહિ પધારી અમૃતદષ્ટિ પ્રેમે કરી. ૨૪
પાક સમર્યો તે સમે. ક્ષણ પણ ન લાગી વાર.
પકવાન માંહેથી પરિમળ પ્રકટયો શાક પાક ચમકાર. ૨૫
પાગ લાગીને મેહેતાજીને નાગર સહુ તેણી વાર
ધન્ય ધન્ય વાણી ઊચરે. મેહેતાજી કારણઅવતાર! ૨૬
આજ્ઞા માગી મેહેતા પ્રત્યે જમવા બેઠું સહુ સાથ.
મેહેતાજીની પંગતે સહુકો થયું પુનાત. ૨૭
મેહેતાજીને પ્રીસ્યું પ્રથમ સમર્પિત થયું અન્ન.
તે પ્રસાદે સરવ કોએ કીધું તવ ભોજન. ૨૮
તે સમે શ્રીમુખે મેહેતે પદ ગાયું પ્રેમે કરી.
સાંભળ્યું સહુ નાગર સાથે જે જે વાણી ઊચરી. ૨૯

## રાગ માલવ ગોડી.

વટલ્યો રે નાગર નરસૈંયો. ઓટયું આહીરનું ખાધું રે
અવર રસ સહુ ઢોળી દીધા. અમ્રત કચોળું લાધ્યું રે. વટલ્યો. ૧
નિત્ય ઊઠી સુંદર શામળિયો વૃંદાવન માંહાં જાય રે
નરસૈંયાને માંહે બેસારી આહીરડાં માંહે ખાય રે. વટલ્યો. ૨

## પદ. રાગ ચાલુ.

જમી ઊઠયા સમસ્ત નાગર. હૈડે હરખ ન માય.
મહેતાજીની આજ્ઞા માગી સહુ કો થયું વિદાય. ૩૦
જેને માથે શૈલધર છે તેને ઉવેખે કોણ ?
ભક્તની ખ્યાત વધારવા કેરૂં પોતે પાળે પોણ. ૩૧

## વલણ.

પોણ પાળે, દુઃખ ટાળે, સમર્યો ભાંજે ભીડ.
એકમનો જે કો આરાધે, તેની શમે ભવ પીડ. ૩૨

## પ્રબંધ ૧૨. રાગ કેદારો.

પર્વત મેહેતો નાગર જેહ, જૂનાગઢ માંહે રેહેતો તેહ. ૧
તે ઉપાસક જાદવરાય. માસ પ્રત્યેક તે દ્વારકાં જાય. ૨
નૂતન તુળસી વાવે હાથ; જઇ ચઢાવે દ્વારકાંનાથ. ૩
એમ આવાગમન કીધું બહુવાર. શ્રી રણછોડજી ત્રૂઠયા નિરધાર. ૪
આજ્ઞા આપી સ્વપ્ન જ માંહ્ય. તાહારો નેમ મેં નવ સહેવાય. ૫
મુને પધરાવ તાહારે ઘેર સહી. તારી કામના પૂરીશ તાંહાં રહી. ૬
ગોમતી ન્હાઇશ પ્રાતઃકાળ, જળ માંહાં દેખીશ રૂપ રસાળ. ૭
તે સ્વરૂપ લઈ જાજે ઘેર. પૂજા કરજે રૂડી પેર. ૮
પર્વત મેહેતો ગયા કરવા સ્નાન. જળ માંહાં દીઠા શ્રી ભગવાન. ૯
કરી પ્રણામ ને આણ્યા બાહાર. વારંવાર જાએ બલિહાર. ૧૦
સેવા કરતો લાવ્યો નિજ પુર. આનંદ નવ સમાએ ઉર. ૧૧
પૂજા કરે બહુ બહુ પ્રકાર; ધૂપ દીપ નૈવેદ શૃંગાર. ૧૨
દશ વિધ લક્ષ્મી પર્વત ગેહ. રણછોડરાય સુ પૂરણ સ્નેહ. ૧૩
કથા કીર્તન ઉચ્છવ શુભ સાર; ગાય, નાચે સહુ પુત્ર પરિવાર. ૧૪
પર્વત મેહેતાએ એક દંન નરસૈં મેહેતો તેડયા કીર્તન. ૧૫
સહિત સમાજ મેહેતો આવિયા. કીર્તન કરતાં મન ભાવિયા. ૧૬
પર્વત મેહેતો સાથે ગાય; ફરી ફરી મેહેતાજીને લાગે પાય. ૧૭
કૃપાપાત્ર જૂના મળિયા જેહ, દેખી સૂણી ભવ છૂટયા તેહ. ૧૮
જ્યમ વૃંદાવન કૃષ્ણ વિલાસ, તે સુખ મેહેતે કર્યું પ્રકાશ. ૧૯
ધન ધનરે તે પુરના જંન, મેહેતા કેરૂં પામે દરસંન! ૨૦
મેહેતાજીનું સાંભળી ગાન નરનારી સહુ ચિત્ર સમાન. ૨૧
સુંદર રૂપ કરે દૃષ્ટિ પાન, છૂટયાં તેહતણાં અભિમાન. ૨૨
મેહેતે જળ માગ્યું તેણીવાર. શું જાણીએ શો હશે વિચાર? ૨૩
વિવશપણે ન સુણ્યું કો કાન. જળ ઝારી લાવ્યા ભગવાન. ૨૪
મેહેતા રૂદે પોતે પ્રભુ વસે; પ્રભુજી માંહાં મેહેતોજી લસે. ૨૫
જે જે શબ્દ થયો ઊચ્ચાર. થકિત થયું સહુ, નર ને નાર. ૨૬

આનંદે એમ થયું પ્રભાત. કહી ન જાય એ સુખની વાત. ૨૭
મેહેતા ચરણે નમિયા લોક. જનમ મરણના શમિયા શોક. ૨૮
ઊછવ કરી ફરી ઘેર આવિયા, મારગે લોકે વધાવિયા. ૨૯

વલણ.

વધાવ્યા લોકે પ્રેમ સુ તન મન ધન બલિહાર.
જગત અનુગ્રહ કારણે મેહેતો કારણ અવતાર. ૩૦

# અથ હુંડી ચરિત્ર.

## પ્રબંધ ૧. રાગ મારૂ.

એક ચરિત્ર અદ્દ્ભુત અતિસાર, વળી તેહેનો કહિયે વિસ્તાર. ૧
કારણરૂપ મેહેતો નરસંહી; તેહેની ગતિ દુષ્ટે નવ લહી. ૨
ચૌદ લોક જેહેને આધાર, તે સંઘાતે મિત્રાચાર. ૩
શ્રી દામોદર જે રણછોડ, આરાધે તેહેને કર જોડ. ૪
અંતર્જામી જેહેનો સ્વામ, તેહેને શું બોલ્યાનું કામ? ૫
કો આગળ શાહાને કાંઇ કહે, જેહેને સ્વામી પોતે લહે? ૬
સમરંતાં સ્વામી તતકાળ નિજ સેવકની લે સંભાળ. ૭
એક સમે જણ બે આવિયા. રૂપૈયા સો સાત લાવિયા. ૮
આવી પૂછ્યું નગર મોઝાર, કો પારખ હુંડી કરનાર? ૯
ઓળખું નહી પુરવાસી લોક. ગાંઠે છે રૂપૈયા રોક. ૧૦
નાગર મળી બેઠા છે, જાંહાં, આવીને પૂછ્યું એમ તાંહાં. ૧૧
હુંડી કાજે આવ્યા અમો, કો પારખ દેખાડો તમો. ૧૨
રૂપૈયા ગણી આપું રોક, દ્વારકાં જૈને લેશું થોક. ૧૩
તેઓ પ્રત્યે વદે વચન કપટી નાગર ખોટાં મન. ૧૪
ભાઇ, આંહાં મોટો ધનપાળ; હુંડી કરશે તે તતકાળ. ૧૫
જાંહાં તાંહાં સઘળે હુંડી કરે; કહીયાંથી પાછી નવ ફરે. ૧૬

ઠગવિદ્યાએ બોલ્યા લોક ) જે દેશો રૂપૈયા રોક. ૧૭
ારસૈં નાગર પાસે આંહાં, એ પેલું ઘર; જાઓ તાંહાં. ૧૮
ાગર લોકે કીધું હાસ્ય, વ્યાપારીને મન વિશ્વાસ. ૧૯
ાવ લહી કપટીની વાત. સાંભળતાં મન થયા રળિયાત. ૨૦
ાર પૂછીને આવ્યા તાંહાં, મેહેતાજી બેઠા છે જાંહાં. ૨૧
માવીને કીધો પ્રણામ. *મેહેતાજીએ આપ્યો ઠામ. ૨૨
વાગત કરીને પૂછ્યું નામ. કોહો કાંઈ અમ સરખું કામ ? ૨૩
વામી ! અમાહારી છે વીનતી, હુંડી કરવી દ્વારામતી. ૨૪
ૈયા ગણી લ્યો સો સાત; લખો હુંડી ચાલું પ્રભાત. ૨૫
ાટા વ્યાપારી જાણી તમો કામારથી આવ્યા છું અમો. ૨૬
ેહેતાને મન હરખ અપાર, હા માહારો મોટો વ્યાપાર. ૨૭
ાતે મન જાણ્યું તતખેવ, નાગરને ઠગવિદ્યાની ટેવ. ૨૮
પટે મોકલિયા મુઝભણી, શેઠ મારો છે સમરથ ધણી. ૨૯
ૈયા ગણી લીધા હાથ; સંભાર્યા શ્રીદ્વારકાંનાથ. ૩૦

વલણ.

દ્વારકાંનાથ ચીતમાંહાં ધરી લીધા રૂપૈયા સો સાત;
લખી હુંડી સામળશા નામે; પરદેશી થયા રળિયાત. ૩૧

---

## પ્રબંધ ૨. રાગ વેરાડી.

સ્વસ્તિ શ્રી દ્વારાવતી વાસ સામળશા ! હું તાહરો દાસ. ૧
અલૌકિક ઉપમાને યોગ્ય, શુભ સ્થાનકે સદા આરોગ્ય. ૨
ગૌ બ્રાહ્મણ કેરા પ્રતિપાળ, વાચા અવિચળ પરમ દયાળ. ૩
પ્રતાપ તેજ યશનો ભંડાર, કૃપાનિધિ પૂરણ ઉદાર ! ૪
સદા સેવક જૂનાગઢ વાસ, લખિતંગ મેહેતો નરસૈંદાસ. ૫
તમ કૃપાએ કુશળ છે આમ. મોટો આશરો તમાહારૂં નામ. ૬
શુભ ચિંતન તમાહારૂં કરૂં; યથા આજ્ઞા કાર્ય આચરૂં. ૭

---

* મૂળ પાઠ મેહેતેજીયે.

અપરં આંહાંની એ છે વાત, રૂપૈયા લીધા સો સાત. ૮
ગોવરધન દામોદર દાસ લાવ્યા છે હુંડી તમ પાસ. ૯
રૂપૈયા ગણી રોક આપજો; વાણોતરની પત રાખજો. ૧૦
મેં તમ સુ કીધો વ્યાપાર. ત્યમ કરજો જ્યમ વાધે કાર. ૧૧
આડત જ્યમ ચાલે આપણી, કરવી ચિંતા સેવકની ઘણી. ૧૨
ક્ષણુ એક વીસરતા નથી. શું કીજે જો કામારથી! ૧૩
વળી વળી સાહાજી એ વીનતી, નકાર* ના કરવો એક રતી. ૧૪
થોડામાંહી ઘણું જાણવું; કૃપા કરી મન માંહાં આણવું. ૧૫
વ્યાપાર આપણુનો છે ખરો, અમને તમાહારો આશરો. ૧૬
તમાહારા નામ પ્રતાપે કરી પેઢીની શોભા વિસ્તરી. ૧૭
વાણોતરમાં ગણ્યા જો અમને, લાજ અમાહારી સહુ તમને. ૧૮
સેવકની હુંડી છે એહ. શકારજો ઉતાવળી તેહ. ૧૯
લખી હુંડીને દીધી આશ. ઊઠયા મન આણી વિશ્વાસ. ૨૦
મેહેતાજીને નમિયા પાય; લે હુંડીને થયા વદાય. ૨૧
રૂપૈયા શતસપ્ત લીધા જેહ, મેહેતે હરિ અરથે ખરચ્યા તેહ. ૨૨
વ્યાપારી ચાલ્યા તેણી વાર; મારગ માંહે કરે વિચાર. ૨૩

**વલણ.**

વિચાર કરતા પરવરે દ્વારાવતીને પંથ.
વેહેવાર દીઠો મેહેતાજીનો. વિસ્મિત તેહોનાં ચંત. ૨૪

---

## પ્રબંધ ૩. રાગ રામશ્રી.

હુંડીવાળા કરે વિચારજી, મેહેતાજીનો દીઠો વેહેવારજી. ૧
વ્યાપાર એહેનો કહો કયમ ચાલેજી? નામું લેખું ખાતે ના લેહેજી. ૨

**ઢાળ.**

ખાતાવહી દીસે નહીં નાણાવટીની રીત;
હુંડી નામે નોહોથી નહીં; સમરણ હરિનું ચીત! ૩

---

* મૂળ પાઠ કાર.

સેવા શાલગ્રામની તિલક તુળસી માળ.
ખોટી હુંડી કયમ લખે, જે ભક્ત શ્રી ગોપાળ ? ૪
રાત દિવસ ગુણ ગાય હરિના, પાળે સત્ય વ્રત નેમ,
સાધુ શિરોમણિ જાણી એ સુ શેઠ રાખે બહુ પ્રેમ. ૫
સામળશા જે શેઠ એહેનો કાહાવે છે ધનપાળ,
હુંડી નેણે નિરખતાં દ્રવ્ય આપશે તતકાળ. ૬
મિથ્યા હુંડી કયમ લખે જે હોય હરિના જંન ?
કૂડ કપટથી વેગળા રેહે, ધરે બુદ્ધિ પાવંન. ૭
માંહોમાંહે ગોષ્ટી કરતા ચાલ્યા એહુએ જાય.
થોડે દિવસે આવી પોહોત્યા દ્વારામતીને માંહે. ૮
ગોમતી તીરથ માંહાં આવી કીધું પ્રેમે મજ્જંન;
દુષ્કૃત ખોયાં જનમ કોટિનાં; નિવૃત્તિ પામ્યા મંન. ૯
હરિમંદિર માંહાં પરવર્યા, પામ્યા દરસન રણછોડ;
દંડપ્રણામ કીધા પ્રેમે. નિરખે ઊભા કર જોડ. ૧૦
સુંદર સ્વરૂપ સામજીનું દીઠે દૂખડાં જાય.
કોટિ કંદ્રપ લાવણ્ય અદ્દભુત, શોભા કહી ય ન જાય. ૧૧
પુષ્પહાર શૃંગાર સોહે, ચાંપાં ચોસર સાર.
ધૂપ દીપ તે અતિ પ્રીમલે, ગાન તાન થેઈકાર. ૧૨
નાના વિધની શોભા દીઠી હરિમંદિર માંહ્ય,
વિશ્વ સમસ્ત આવે જાત્રા. પતિત પાવન થાય. ૧૩
કમળાપતિનું દર્શન પામ્યા; ઊપન્યો આહ્લાદ.
પરદેશી એહુ પ્રેમ સુ પામ્યા વિવિધ પરમ પ્રસાદ. ૧૪
મુક્તિપુરીનાં ધામ જોયાં. લીધી ચૌટાની વાટ;
નાણાવટ માંહાં જૈ પૂછ્યું સામળશાનું હાટ. ૧૫
સામળશા કો આંહાં નથી, બોલ્યા ચૌટાના લોક.
રેવડશો તમો નગર આખે તે શ્રમ સરવે ફોક. ૧૬
હુંડી વાંચી કહે સહુ કો, સામળશા નથી કોય.
લૈ હુંડીને વળો પાછા. હોનાર હશે તે હોય. ૧૭

ગામ આખે ફરી વળ્યા, પણ ન કહી કોણે ભાળ.
ચંતા વ્યાપી ચીતવિષે ને પડી પેટ માંહાં ફાળ. ૧૮
ધુણે શિર ને કર ઘસે; વીહીલું સુખ; મન રીસ.
ઠગ્યા નાગરે અમને! હાવાં શું થાશે, જગદીશ? ૧૯
વ્યાપારીનો રંગ નોહોતો; ને આણ્યો મન વિશ્વાસ.
(આશા મૂકી દ્રવ્યની પછે તાણી મૂકે નિઃશ્વાસ.) ૨૦
તિલક તુળસી માળ ધરીને કાહાવે હરિનો ભક્ત,
વેષ રાખે વૈષ્ણવ કેરો, તે ધુતવાને જક્ત! ૨૧
ગાય, નાચે, કરે કીર્તન, વાયે ચંગ ને તાલ,
પરધન હરવા નરસૈં મેહેતે કપટની રચી જાળ! ૨૨

**વલણ.**

કપટની રચી જાળ જાણી ફર્યા પાછા તેણીવાર.
સામળશાનું રૂપ લીધું સમરથ જગદાધાર. ૨૩

---

## પ્રબંધ ૪. રાગ સારંગ.

જાત્રીજન એહુ કરે વિચાર, સામળશા ન મળ્યા નિરધાર. ૧
ફર્યા પાછા મૂકી નિશ્વાસ. કામ ન થયું, તે મંન ઉદાસ. ૨
અંતર્જામી શ્રીગોપાળ તતક્ષણ ધરીયું રૂપ રસાળ. ૩
શ્રીવર સુંદર દવારિકારાય જાણ્યું રખે હુંડી પાછી વળી જાય. ૪
તતક્ષણ પ્રગટયા ત્રિભુવન ભૂપ સામળ પારખ સુંદર રૂપ. ૫
દીસંતા મોટા ધનપાળ. તેજ ઘણું ને તિલક વિશાળ. ૬
પારખના સરખી પાઘડી કોહો પ્રભુને કેહેવી આવડી! ૭
નેત્ર વિશાળ ને ભીને વાન; ત્રિભુવન માંહાં કો નહીં સમાન. ૮
મુક્તાફળ કાને શોભતાં. મુખ તંબોળ અતિ ઓપતાં. ૯
નાસિકા શુકચંચ અનુસાર ભ્રકુટી સોહે ધનુપાકાર. ૧૦
નીચી એક તાઇને સુંદર કોણ તતક્ષણ શીવી લાવ્યું કોણ? ૧૧
કાને કુંડળ, જ્યોતિ પ્રકાશ. કંઠે પિછોડી બેહુએ પાસ. ૧૨

તીચા છેડા, લટકે કણુા, સોહે ગાંઠડી; નહીં કાંઈ મણુા. ૧૩
વેઢ વીંટી કરે નંગે જડી તતક્ષણુ કોણે આણી ઘડી ? ૧૪
નાભી ગંભીર. મનોહર ચાલ. ચરણે ચમકે મોજડી લાલ. ૧૫
લેખણુ એક ખોસી છે કરણુ. કયમ શીખ્યા એહેવાં આચરણુ ! ૧૬
લડસડતા ચાલે છે નાથ; પારખની પેરે નાખે હાથ. ૧૭
વાણોતર છે સંગ એ ચાર, કો વહી, કો કોથળી ધરનાર. ૧૮
'નરસૈં કારણુ ધરિયું રૂપ', કમળાને કહે વૈકુંઠભૂપ. ૧૯
જ્યમ હુંડીવાળા પાછા વળ્યા ચૌટાને નાકે જે મળ્યા. ૨૦
આવતા જોઇને અર્થી એહુ વિચાર કરવા લાગ્યા તેહ. ૨૧
ફરી ફરી થાકયા આપણુ સહી, આવો પારખ કો દીઠો નહીં. ૨૨
આ તો શેઠ કો દીસે નવા. તતક્ષણુ રહ્યા ઊભા પૂછવા. ૨૩
ચૌટાં સઘળાં જોઇ જોઇ વળ્યા, પણુ શેઠ આ કહીંએ નવ મળ્યા. ૨૪
ઊતાવળા જે પૂછે જેમ, પારખ મધુરે હસતા તેમ. ૨૫
કોહો, શેઠજી, તમો કયાંહાં વસો ? અમ સાહામું જોઈ શું હસો ? ૨૬
વળતી બોલ્યા શેઠ વચંન, ચિંતાતુર શે છો તમો મંન ? ૨૭
વાસ અમાહારાને શું કરો ? કાર્ય હોય તે મુખ ઓચરો. ૨૮
મસ્તક ધૂણે ને કર ઘસે, નરસૈં કો જૂનાગઢ વસે. ૨૯
તેણે તાં કીધુ ઉત્પાત ! રૂપૈઆ લીધા સો સાત. ૩૦
લખી હુંડી સામળશા નામ, થાકયા જોઇ જોઈ આખું ગામ. ૩૧
ઘેર ઘેર હીડ્યું પૂછતા; સામળશા નવ થાય છતા. ૩૨
પણુ મનમાંહાં મોટો સંદેહ. ભક્તજન મુખ્ય કાહાવે તેહ, ૩૩
તિલક માળ હરિયશ ઊચરે, તે મિથ્યા પરધન કયમ હરે ? ૩૪
તમો દીસો છો મોટા ધનપાળ. કહો કાંઇ સામળશાની ભાળ. ૩૫
સુણી વાણી એહેવી પ્રકાશ પારખે મધુરૂં કીધું હાસ્ય. ૩૬
અરે ભાઇઓ ! કાં ઊતાવળા ? શા માટે થાઓ આકળા ? ૩૭
સામળશા તે મળશે આંહાં. લાવો હુંડી, જોઇએ, ક્યાંહાં ? ૩૮
અરથી મન માંહાં થયા રળિયાત, કાંઇકિ તો દીસે છે વાત. ૩૯
હુંડી લૈને આગળ ધરી. વાંચીને બોલ્યા નરહરિ. ૪૦

ખોટા તે ચૌટાના લોક. નરસૈંના રૂપૈયા રોક. ૪૧
સામળશા તે માહારૂં નામ. છાના વસીએ આણે ગામ. ૪૨
હરિજન વિના કો નવ ઓળખે. જુઠી હુંડી મેહેતો ક્યમ લખે ? ૪૩
સામળશા છોડે ગાંઠડી. જોતાં ટાઢી થૈ આંખડી. ૪૪
શેઠ ઉભા રૂપૈયા ગણે. પરખી લીધા બેહુએ જણે. ૪૫
માંહોમાંહે થયા રળિયાત. મેહેતાજીની પૂછી વાત, ૪૬
શેઠે મુખથી વાણી કહી. મેહેતાજીને કહેજો જઇ, ૪૭
પ્રીતે સુ કરવો વ્યાપાર. ત્યમ કરજો, જંમ વાધે કાર. ૪૮
દુર્જન લોકે કથની કથી; અમ તમ વચ્ચે કાંઈ અંતર નથી. ૪૯
જે વારે તમને જોઇએ જેહ, અમ સરખું વળી લખજો તેહ. ૫૦
એક ક્ષણુ વીસરતા નથી. ઘણું શું કહીએ મોહોએ કથી ? ૫૧
અર્થા બેહુએ થયા વદાય; ચાલ્યા ત્યાંથી નમીને પાય. ૫૨
ધન ધનરે સંગતિ સાધુની ! સંભાર્યો જંમ ગતિ વ્યાધની (?) ૫૩
મેહેતાજીની સંગત પામીયા, હરિ દર્શનથી ભે વામિયા. ૫૪
આવ્યા બેહુ જૂનાગઢ ગામ મેહેતાજીને કર્યો પ્રણામ. ૫૫

**વલણ.**

પ્રણામ કીધો, અર્થ સીધો, ભવ સાગર સેહેજે તર્યાં,
મેહેતાજીની કૃપાએ સંસારદુઃખ સહુ વીસર્યાં. ૫૬

---

## પ્રબંધ ૫. રાગ ધનાશ્રી.

વ્યાપારીનાં સર્યાં સહુ કાજજી. મેહેતાની સંગે મળ્યા માહારાજજી. ૧
હુંડી નાણું પામ્યા રોક જી, કીધી યાત્રા, શમ્યા સહુ શોક જી. ૨

**ઢાળ.**

શોક શમ્યા સહુ મન તણા. રહ્યા માસ એક દ્વારાવતી.
પછે જૂનાગઢ આવીયા, કહી મહેતાજીને સહુ ગતિ. ૩
પ્રસંન વદન દીઠાં બન્યોનાં. મેહેતાજીએ મન માંહાં લહ્યું,
સામળશા તે મીલ્યા દીસે છે; કાર્ય પણ નિશ્ચે થયું. ૪
કુશળ વારતા પૂછી મેહેતે. તેવારે કહ્યો શુભ સમાચાર.

હુંડી નાણું પામ્યા કેરો કહ્યો સહુ વિસ્તાર. ૫
સામળશાએ પત્ર વાંચી ચાંપ્યું રૂદયા સાથ.
ઘણુંજ વહાલા છો શેઠને. તમ ઉપર અતિ રળિયાત. ૬
સુખ વચને જે કહાવિયું, તે સરવે કહ્યું કથી.
વારંવાર એમ ઊચર્યા, જે મેહેતા સુ અંતર નથી. ૭
મેહેતાજી રોમાંચ હવા; વહે નેણે જળની ધાર.
શેઠ માહારો દયાનિધિ છે; કરે સેવકની સાર. ૮
ભક્ત વચન લોપે નહીં; સદા પોણ પાળે પરબ્રહ્મ.
શું કીજે જો ઇચ્છા એહની ? ન ગણે મનમાં શ્રમ. ૯
હું વાણોતર રાખ્યો શેઠે રંક જાણી વિશેક.
વ્યાપાર સોંપ્યો પેઢીએ કાર્ય કરવા અનેક. ૧૦
આજ્ઞા આપી વ્યાપારીને. ગ્રહી કર માંહાં તાળ.
ગુણગાન માંડયું પ્રેમ સુ, સમરણ શ્રી ગોપાળ. ૧૧
જાત્રીને સહુંએ ઊભા રાખી પૂછે પુરના લોક.
દૃષ્ટ હુંડી સામળશાએ આપ્યા રૂપૈયા રોક. ૧૨
ધનધન એહ વાણોતરને ધંન એહજ શેઠ !
અનેક બીજા શેઠ વણોતર, તે સહુ દૈવની વેઠ. ૧૩
સમાચાર એમ કહેતા સહુને પોહોતા પોતાને ધામ.
હુંડી ચરિત્ર સાંભળીને, આશ્ચર્ય પામ્યું ગામ. ૧૪
કપટી લોકે હાસ્ય કીધું, સાધુને સાચું થયું.
પારસને સ્પરશે કરી, લોહ કંચન થૈ ગયું. ૧૫
હુંડી લીલા અતિ મનોહર ભાવે કરી જે સાંભળે.
મેહેતાજીની કૃપા થકી, સામળશા નિશ્ચે મળે. ૧૬

**વલણ.**

મળે નિશ્ચે ભાવે સૂણતાં, છૂટે દુઃખ સંસાર.
ભક્તિ પામે દ્વારકાપતિની ગાય સૂણે નરનાર. ૧૭

**હુંડી ચરિત્ર સંપૂર્ણ.**

# અથ વિવાહ ચરિત્ર.

## પ્રબંધ ૧. રાગ આશાવરી.

ધનધન મેહેતો નરસૈં, જેહેને પૂરણ કૃષ્ણ પ્રસાદ !
સરવ ભાવ ભજે હરિ, કરે લીલા રસ આસ્વાદ. ૧
ગુર્જરખંડ પાવંન કરવા, ધર્યો માનુષ વેષ.
મહા સ્માર્ત દ્વિજની જ્ઞાતિ જે નાગર કાહાવે વિશેક. ૨
માળાતિલક રૂચે નહીં ને વિષ્ણુભક્તિ વિહીન,
એહેવા કુળ માંહાં અવતરીને કીધાં જંન ભક્તિલીન. ૩
છળ કપટ ને દ્વેષ બુધે મળ્યા મેહેતાને જેહ,
સ્પર્શમણિને લોહ સ્પર્શું શુદ્ધ કનક થયું તેહ. ૪
ગૃહસ્થાશ્રમ મેહેતાનો પાવંન, ધર્મિષ્ઠ સ્ત્રી ભરતાર.
ઘેર આવ્યું કો વિમુખ ન જાયે; ઉજ્વળ લોક વેહેવાર. ૫
વ્યાપૃત્ય કાંઇ કરવી નહીં, અહરનિશ ગોવિંદ ગાય.
કલ્પદ્રુમને જે અનુસરે, તેહેનો અર્થ પૂરણ થાય. ૬
હરિઇચ્છાથી મેહેતાજીને ઊપન્યાં દ્વે સંતાન.
પ્રથમ પુત્રી કુંઅરબાઇ, તેહેનું આદ્ય કન્યાદાન. ૭
માંઘરોલ માંહાં તે પરણાવી યથા વિધ વેહેવાર.
બીજું અપત્ય તે અતિ મનોહર સામળદાસ કુમાર. ૮
એકાદશમું વરસ તેહેને. બ્રહ્મ તેજ વપુ સોહે.
પુત્ર પિતાનું દર્શન કરતાં સુર નર મુનિ મન મોહે. ૯
માનુષરૂપે પ્રગટ્યા ભૂતળ અલૌકિક ગતિ ગૂઢ,
સ્વતંત્ર ભક્ત શ્રીકૃષ્ણ કેરા; તે ન લહે માયિક મૂઢ. ૧૦
જક્ત માયાએ આવર્યું, તે ન લહે ભક્તિનો મર્મ.
સામળદાસનો વિહિવા નવ થાય, દ્વેષ વૈષ્ણવ ધર્મ. ૧૧
નૃત્ય, વાદ્ય, ગુણગાન અહર્નિશ નિર્ભય ચિત્ત ઉદાર.
નાગરી નાત્યે અવકીર્તિ લહી ન પરણાવે પુત્ર ગુણસાર. ૧૨

હંસનો ગુણ સ્વભાવ દેખી બગાદિક મન ખેદ.
મેહેતાજીને સ્પૃહા નહીં, જે સમઝે લીલા રસ ભેદ. ૧૩
અનાયાસે અનિચ્છાએ પરણ્યો મેહેતાનો પુત્ર.
હરિ ઇચ્છાનો આગ્રહ પૂરણ જશ વિસ્તારવા સૂત્ર. ૧૪

## વલણ.

કરવા યશ વિસ્તાર ભૂતળ પ્રેરણા પ્રભુએ કરી.
આધારભટ કેહે વિહિવા ચરિત્ર, સહુ શ્રોતાજન બોલો હરિ. ૧૫

---

## પ્રબંધ ૨. રાગ રામશ્રી.

અદ્ભુત ચરિત્ર ભક્ત મહિમા ય જી, મેહેતાના કુંઅરનો ગાઉં વિહિવા ય જી. ૧
નરસૈં મેહેતો જૂનાગઢ વાસ જી, પુત્ર પરણાવ્યો વિશ્વાવાસ જી. ૨

## ઢાળ.

વિશ્વપતિ શ્રી વાસુદેવે કીધી કૃપા અપાર;
ભક્ત ખ્યાત વધારવા કાંઇ પરણાવ્યો કુમાર. ૩
તે કથાને વરણવું હરિભક્ત ચરણ પસાય.
ધન ધન નાગર નરસૈં મેહેતો, જે સદા હરિગુણ ગાય! ૪
વડનગરનો રાજા મોટો ધર્મિષ્ઠ અતિ કેહેવાય,
મદન મેહેતો નાગર તેહનો વજીર શુભ મહિમા ય. ૫
વડનગરનો વાસી તેહેને અદ્ભુત એક કન્યા ય.
સાત વરસની અતિ મનોહર ન મળે કો ઉપમા ય. ૬
એ સરખો વર જૂનાગઢમાં હશે રૂપનિધાન.
જોવા મોકલિયે તેહેને, જેહેને સામુદ્રિકનું જ્ઞાન. ૭
પછે દીક્ષિત ગોર તેડાવ્યા વેગે તેણીવાર;
આસન માંડી પૂજા કીધી; સંતોષ્યા અપાર. ૮
મદન મેહેતો કેહે, દીક્ષિતજી! શીઘ્ર કરો એક કાજ.
આ કન્યા સરખો વર ખોળવા પધારો, દ્વિજરાજ! ૯

ચોહોપખે સર્વોપરી હોય રૂપ કળા ગુણ જાણ,
એહેવો વર તમો જોઇ આવો. પછે વિહિવા કરૂં પ્રમાણ. ૧૦
વાટ ખરચ જે જોઇએ તે લ્યો. ન કરવી કાંઇ નૂન્ય.
વાહન અશ્વ ને સેવક સોંપ્યા કરવા જૂનેગઢ ગમંન. ૧૧
ગુરુ પિતા માંહાં અંતર નહીં એમ ધર્મશાસ્ત્ર બોલે.
વેદ પુરાણને સ્મૃતિ જોતાં નહીં કો તમ તોલે. ૧૨
સામુદ્રિક લક્ષણ વર જોતાં તમ ચીત ગોઠે જેહ,
વિધાત્રીએ નિર્મિત હશે કોઈ, આવી મળશે તેહ. ૧૩
પછે આજ્ઞા માગી દીક્ષિત ચાલ્યા; પોહોત્યા જૂનાગઢ માંહ્ય.
પરસપેરે નાગરને ઘેર મળવા દીક્ષિત જાય. ૧૪
આમંત્રણ નીત આવે દીક્ષિતને. રાજગોર વિદ્વાન.
પ્રસિદ્ધ છે કુળગોર સઘળે, મદન મેહેતો જજમાન. ૧૫
અન્યોઅન્યે વાત ચાલી જે આવ્યા છે ગુરૂરાજ,
વજીરની પુત્રીને અર્થે વર જોવાને કાજ. ૧૬
જેહેના ઘર માંહાં વર હોય, તે આવે દીક્ષિતની પાસ,
વિનય કરી ભોજનને તેડે કન્યા કેરી આશ. ૧૭
એકેક પેં ઘેર ઘેર સુંદર ચડિયાતા કેહેવાય,
સામુદ્રિકે જોતાં કો ન આવે દીક્ષિતના મનમાંહ્ય. ૧૮
નાગર લોક લાજે નહીં કો શું બોલતાં વચંન.
કોહો, દીક્ષિતજી, આ નગર માંહાં કો વર વસિયો* મંન? ૧૯
વજીરની તુલનાએ આવે કન્યા સરખી જોડ,
તે તો આંહાં છે નરસેં મેહેતો. પૂરશે સઘળા કોડ. ૨૦
ધને પૂરણ કુલે મોટા વર છે વરસે બાર.
આકાશે આવાસ અડક્યા છે. વડું ઘર નિરધાર. ૨૧
સૂણી વાણી દીક્ષિત ઊઠ્યા શીઘ્ર તેણીવાર;
મેહેતાજી ઘેર આવ્યા અણતેડ્યા દ્વિજસાર. ૨૨

---

* મૂળ પાઠ-ન વસિયો.

મેહેતાજી આસનથી ઊઠી દીધું અતિ ઘણું માન.
આજ અહમે પાવન થયા મેહેતો વદે મહા જ્ઞાન. ૨૩
કૃતાર્થ કરવા, દીક્ષિતજી પધાર્યા અમ ઘેર.
કાર્ય કોહો કાંઇ સેવક સરખું. વિનય કીધો બહુ પેર. ૨૪
દીક્ષિત કહે તમ પુત્રને છે જોવાની ઇચ્છા ય,
મેહેતાજીએ શીઘ્ર તેડાવ્યો. આનંદ ઉર ન માય. ૨૫
સુંદર વર, અતિ વિચક્ષણ. સામુદ્રિક શુભ દેહ.
દીક્ષિતજી વર જોતાં હરખ્યા. વદે વચન મુખ તેહ. ૨૬
મેહેતાજી ! તમો જગત પાવન, ન્યાતનો શણગાર.
મોટો વૈભવ ભક્તિ હરિની; તુચ્છ સુખ સંસાર. ૨૭

### વલણ.

તુચ્છ સુખ સંસાર તમને, અમે તો એહેવું લહ્યું.
આધાર ભટ કેહે, હરિ બોલો. વિહિવા ચરિત્ર પ્રેમે કહ્યું. ૨૮

---

## પ્રબંધ ૩. રાગ ગોડી.

દીક્ષિતજી મુખથી ઊચરે; નરસૈં મેહેતો શ્રવણે ધરે. ૧
દીક્ષિત કહે, મેહેતાજી, સુણો. વિષ્ણુભક્તનો મહિમા ઘણો. ૨
વેદ, પુરાણ, સ્મૃતિએ કહ્યું વિષ્ણુભક્તનું માહાતમ લહ્યું. ૩
ધર્મશાસ્ત્ર મુખ્ય બોલે એહ. વિષ્ણુભક્તનો નિર્મળ દેહ. ૪
વિષ્ણુભક્ત માંહાં વસે શ્રીહરિ, વદે વેદ એમ નિશ્ચે કરી. ૫
વિષ્ણુભક્તની સેવા કરે, તે ચોરાશી માંહાં નવ ફરે. ૬
વિષ્ણુભક્તની જે દષ્ટે પડે, તેહેને જમકિંકર નવ અડે. ૭
વિષ્ણુભક્ત પર આણે મયા, તે ઘેર લક્ષ્મીવરની દયા, ૮
વિષ્ણુભક્ત પર હેતની દષ્ટિ, તેહેને જનમ મરણ નહીં કષ્ટિ. ૯
વિષ્ણુભક્તની જે પૂજા કરી તે પૂજા માની લે હરિ. ૧૦
વિષ્ણુભક્તને સંગે રહે, તેહેને હરિ પોતાનો કહે. ૧૧
હરિભક્ત હરિ માંહાં નહીં ભેદ, બ્રહ્મા વદે ચતુરમુખ વેદ. ૧૨

વિષ્ણુભક્ત વાણી મહીમા ય મહાપાપી જન પાવન થાય. ૧૩
વૈષ્ણવ દ્વેષીલા મતિમંદ તેહને શિર મોટા યમ દંડ. ૧૪
સદ્‌ગુરુની જેહેને કરુણા હશે, તેહેને વૈષ્ણવ વાહાલા થશે. ૧૫
જેહેને વહાલા હરિનાદાસ, તેહેના ઘર માંહાં હરિનો વાસ. ૧૬
વૈષ્ણવ જનની સંગતિ કરે, દૃઢ વિશ્વાસ ચીત માંહાં ધરે. ૧૭
પરમ ગતિ પામે તે જંન. દીક્ષિતજી એમ વદે વચંન. ૧૮
મેહેતાજી ! તમો પરમ પવિત્ર, જેહેને હરિ સરખો છે મિત્ર. ૧૯
તહમને સદાશિવે કરુણા અતિ કરી, પૂરણ બ્રહ્મ દેખાડયા હરિ. ૨૦
હાવાં અમને પાવન કરો, વીનતી કરૂં તે ચીત માંહાં ધરો. ૨૧
તમાહારો પુત્ર સુંદરવપુ જેહ, વડનગર પરણાવો તેહ. ૨૨
મદન મેહેતાની કુંઅરી, રૂપ નિધાન તે છે સુંદરી. ૨૩
વજીર મહારાજાનો જેહ, ગ્નાતિ માંહાં અધિકારી તેહ. ૨૪
તેહેની પુત્રી તમ સુત વરે, તો અમાહારાં કારજ સરે. ૨૫
એવું કહી દીક્ષિતજી રહ્યા. મેહેતાજી રળિઆત જ થયા. ૨૬
રૂદયા માંહે વિચારે ઘણું, એ કૃત્ય છે શ્રીહરિ તણું. ૨૭
અચાનક વિહિવાની વાત, હા ભણવી તે હરિને હાથ. ૨૮
એહેવું વિચારી મેહેતો વદે, દીક્ષિતજી! તમે ધરજો રૂદે. ૨૯
હા ભણતાં જિહ્‌વા ખેંચાયં. અમે રંક ને તે છે રાય. ૩૦
ઘેર બેઠાં આવે કન્યા ય, સંમુખ હોયે જાદવરાય. ૩૧
તો કાં ના કહીએ મુખ આજ ? પણ અમો રંક ને એ મહારાજ. ૩૨
શ્રીફળ લૈ પાછું ન અપાય, ફોક કરે સ્વામી, મહિમા જાય. ૩૩
ગોવિંદની ઇચ્છા હોય જેહ. સત્ય કહું નીપજશે તેહ ? ૩૪
એહેવું કહી મેહેતોજી રહે. વળી વચન દીક્ષિતજી કહે. ૩૫
એ શ્રીફળ આપ્યું અમે જેહ, કારજની સિદ્ધિ પામે તેહ. ૩૬
હા ભણી મેહેતો મનિ હસે, પનોતુ પગરણુ એ થશે. ૩૭
દીક્ષિત મહુરત વિચારી જુએ, શ્રીફળનો દિન આજજ સુહે. ૩૮
મેહેતો મનિ પામ્યા આનંદ, કરે કારજ સેહેજે ગોવિંદ. ૩૯

કુટુંબ ન્યાત માંહાં તેડાં કીધ આદરમાન બહુ પેરે દીધ. ૪૦
પાન, સોપારી, શ્રીફળ સાર, સોંધા, તેલ, સુગંધ, અપાર, ૪૧
ચુઆ, ચંદન ચરચે સહુ સાથ. શ્રીફળ સહુને મૂક્યાં હાથ. ૪૨
સ્વજન કુટુંબ ગળ્યાં સુખ થાય. મળી માનની મંગળ ગાય. ૪૩
વેદધ્વની બ્રાહ્મણ ઊચરે; મેહેતાજી હરિકીર્તન કરે. ૪૪
હાસ્ય વચન મુખ બોલ્યા જેહ, વદન વણસાડીને રહ્યા તેહ. ૪૫
પછે દીક્ષિતજી થયા વદાય, વસ્ત્ર દક્ષણા આપી લાગ્યા પાય. ૪૬
વડનગર પોહોત્યા નિરધાર. આવ્યા મદન મેહેતાને દ્વાર. ૪૭
વજીર પ્રત્યે દીક્ષિતજી વદે હરખ ઘણેરો આણે રૂદે. ૪૮
મળ્યો વિહિવા પુત્રી તમતણો, અર્થ પૂર્યો પ્રભુજીએ આપણો. ૪૯
વાત સમ્યક પેરે કહી ખરી, ભટ આધાર કેહે બોલો હરિ. ૫૦

## પ્રબંધ ૪. રાગ સામેરી.

દીક્ષિતજી ઘેર આવિયા મન માહે અતિ રળીયાતરે.
મદન મેહેતો વજીર રાયનો પૂછે માંડી વાતરે. ૧
કોણ વર, ઘર નામ તેહેનું, કહો મુહુને નિરધારરે.
દીક્ષિતજીની પાસે આવી મળ્યું કુટુંબ પરિવારરે. ૨
દીક્ષિત કહે, સૂણો, મેહેતા, મેં વર જોયો વિખ્યાતરે;
તેહતણો મહિમા કહું, તમો સાંભળો સહુ સાથરે. ૩
વર પરમ સુંદર, માહા મનોહર, રૂડો, ચતુરસુજાણરે,
ચોપક્ષે કુલવંત, પૂરો ભક્ત પુરુષપુરાણરે. ૪
કુટુંબ સરવે શીલ સુંદર, તેજનો અંબારરે.
વદન જોતાં, નામ લેતાં, છૂટો ભવ સંસારરે. ૫
જૂનાગઢ માંહાં નિવાસ તેહેનો; નરસૈં મેહેતો નામરે.
તેહતણો વર આવશે ઘેર; સરસે સઘળાં કામરે. ૬
વચન સુણતાં મદન મેહેતો હવો ક્રોધે કાળકૃતાંતરે.
જીભ ચાંપી દાંત સાથે, જાણે થયું કલ્પાંતરે; ૭

બોલી ધરૂણી ઘર માંહાં થકી સૂણી દીક્ષિતની વાતરે.
નરસૈં મેહેતો નિર્ધન શોધ્યો. કીધુ મહા ઉત્પાતરે; ૮
રંકને ક્યમ રાય નમશે? રત્ન કોડી સાટરે!
કુટુંબ સરવે મળી એહું કરે અતિ ઉચાટરે. ૯
મેહેતી કહે વજીરને, મેં દેહ કરવો તાજ્યરે.
નરસૈંયાને ઘેર કન્યા ક્યમ ધટે મહારાજરે? ૧૦
તાલ કૂટી પેટ ભરે છે સદાનો નિરધંનરે.
ન્યાતમાં ઉપહાસ ઊપન્યું, ક્યમ ઠરે માહારૂં મંનરે? ૧૧
સાચું કહું છું, સ્વામી માહારા, અપકીરતિ સંસારરે.
ફેક કરવા મોકલો દીક્ષિતને બીજી વારરે. ૧૨
નીકડી પડી વરતણી શું ન્યાતને મુઝારરે?
ફેક કરતાં સંકોચશો, તો તજીશ દેહ નિરધારરે. ૧૩
દીક્ષિત કહે શું બડબડો છો? ન લહો તેહેની પેરરે.
નરસૈં મેહેતો મળી હરિને ફરી આવ્યો ઘેરરે. ૧૪
અમે જે તાંહાં શ્રીફળ આપ્યું મળી ન્યાત નિરવાણરે.
નામ લેશો ફેક કરવાનું, તો તજીશ માહારા પ્રાણરે. ૧૫
નરસૈં મેહેતો પરમ પાવન ભક્ત હરિનો જેહરે,
બ્રહ્માદિકને વંદીને તે જોયો વર ધરી નેહરે. ૧૬
તેહેનું મન છે નિરભે હરિ સુ, માથે શ્રી જદુરાયરે.
ધન, જોવન, અધિકાર લૌકિક, તે ક્ષણ માંહાં શમી જાયરે. ૧૭
એહ સુખ સંસારનું તે મધ્યાહ્ન છાયા જાણરે.
એહેવું મન જાણીને મેહેતો ભજે શારંગપાણરે. ૧૮
વચન એહેવું સાંભળીને વજીર બોલ્યો મુખરે,
પુત્રીને ભાગ્યે જે લખ્યું તે ખરૂં સુખ દુઃખરે. ૧૯
શિખામણ દીધી-ધણી ને વાર્યો સઘળો સાથરે.
વિધાતાએ જે લખ્યો તે વર ખરો સાક્ષાતરે. ૨૦
મદન મેહેતે ધીરજ આણી વિચાર્યું મન સાથરે,
હરિભક્તની પૂજા કરતાં પૂજા વૈકુંઠ નાથરે. ૨૧

કુટુંબ સરવે પ્રીછવ્યું ને પ્રીછવી ઘર નારરે.
દીક્ષિતજી હવે શીઘ્ર થાઓ, લગન લ્યો નિરધારરે. ૨૨
દીક્ષિત ગુરુ સંતોખિયા, દીધું બહુ વિધ માનરે;
લગનનો નિશ્ચય કરીને તેડાવી વર જાનરે. ૨૩

વલણ.

જાન તેડી, ચિંતા ફેડી; દીક્ષિતજી રળિયાત થયા.
શ્રોતાજન સહુ સાંભળો, મેહેતા જાન લૈને ક્યમ ગયા ? ૨૪

---

## પ્રબંધ ૫. રાગ આશાવરી.

વડનગરના લોક સરવે વદે વ્યંગ વચંન.
ધીંગો વેહેવાઇ આવશે આંહાં પરણાવા નિજ તંન. ૧
એ વરકન્યા પરણશે, તે લખિત ભાવ સંજોગ.
જોવા સરખો થાશે વિહિવા. એમ હસે નાગર લોક. ૨
પછે મદન મેહેતે લગન લીધું કરી જ્યોતિષ વિચાર.
લખી કંકોતરી વિપ્ર મોકલ્યો મેહેતા કને નિરધાર. ૩
સ્વસ્તશ્રી ગઢ પુરાતન માંહાં નાગરી નાતે તેજવંત
નરસેં મેહેતા પરમ પૂજ્ય, ભક્ત શ્રી ભગવંત; ૪
અહોરાત્ર ભજન હરિનું, કુળવંત, પુણ્યપવિત્ર,
સાક્ષાત જેહેને કૃષ્ણજી એકાંત પ્રિય મિત્ર, ૫
સકળ કળા વિચક્ષણ પોતે, ઉપમા યોગ્ય અપાર,
નાત્ય નાગરીતણું ભૂષણ, ઇશ્વરનો અધિકાર, ૬
આનંદ સાગર રૂદે જેહેનું, પૂરણ પ્રસન્ન વદંન !
અજ્ઞાન તિમિર સઘ નાસે કરતાં તમ ચિંતન. ૭
અવતાર સફળ તે જીવનો, જેહનિ તમ દરસંન.
હું દાસ તમારો દીન છું; માહારી વિનતી ધરજો મંન. ૮
વડનગરથી લખિતંગ મદન મેહેતો નામ.
જનમ સારથક માહારો, જે વારે તમને કરૂં પ્રણામ. ૯

સંબંધ કરતાં તમ સંઘાતે થાય કુળ પાવંન.
કૃપા કરીને શીઘ્ર આવજો મળી જાન સુ, હરિજંન. ૧૦
વૈશાક શૂદ પંચમી, પાવન યોગ, શુભ ગુરુવાર,
તે દિવસ ઉપર વેહેલા પધારજો નિરધાર. ૧૧
એમ લગનપત્રી લખીને મોકલ્યો વિપ્ર એક.
મુખવચને મેહેતાજીને પ્રણુપ્રત્ય કાહાવી વિશેક. ૧૨
વિપ્ર વેગે સાંચર્યો. તે મારગ ચાલ્યો જાય.
જૂનાગઢમાં જઈ પોહોત્યો, મળ્યા મેહેતો ભક્તરાય. ૧૩
કંકોતરી લૈ શીઘ્ર આપી મેહેતાજીને હાથ.
વાંચીને સંભળાવી પોતે સમરથ શ્રી જદુનાથ. ૧૪
સ્વાગત કીધું વિપ્રનું; સંતાષ્યો વિવિધ પ્રકાર,
ભક્ષ ભોજન, દાન દક્ષિણા, પૂજન વિધિ, ઉપચાર. ૧૫
પછે વિપ્ર આજ્ઞા માગીને ચાલ્યો વેગે જાય.
વડનગર માંહાં ફરી આવ્યો, ઉલટ અંગ ન માય. ૧૬
વાત સહુ માંડી કહી. તે સાંભળી સહુ કોય.
મેહેતાને નિર્ધન કેહેતા, પણ સમતા એહેની ન હોય. ૧૭
સમાચાર સુણી સરવ હરખ્યું. આનંદ ઉર ન સમાય,
વિહિવા સામગ્રી માંહાં તત્પર સાથ સઘળો થાય. ૧૮

વલણ.

પરિવાર સઘળો મળીને કરે સજાઇ વિહિવાતણી.
આધારભટ કહે, હરિ બોલો સંસાર સુખ મિથ્યા ગણી. ૧૯

---

## પ્રબંધ ૬. રાગ રામગ્રી.

હરિજન હૈડે આનંદ અપારજી; રૂદે માંહાં વસે કૃષ્ણ ઉદારજી. ૧
તેહેના કુંઅરનો વરણવું વિહિવાય જી, ગાતાં સુણતાં પાતક જાયજી. ૨

ઢાળ.

જાય દુર્મતિ દેહની તે મંન નિર્મળ થાય.
મન સ્થિર કરી, શ્રોતા, સુણો. કહું ભક્તિરસ મહિમા ય. ૩

નરસેં મેહેતો ભક્તિ ભાવે ભજે શ્રી ભગવાન.
પ્રતિવ્રતા ઘેર મેહેતીજી તે વદે મધુરી વાણ. ૪
પ્રણામ કરીને કરે વીનતી મેહેતા પ્રત્યે તેહ.
સ્વામી ! લગન આવ્યું ઢુંકડું, કાર્ય મોટું જેહ. ૫
વીનતી માહારી સાંભળો; વિચારો મન, મહારાજ !
સામગ્રી ઘર માંહાં નથી. છે પુત્ર પરણ્યાનું કાજ. ૬
કુટુંબ સ્વજન ને નાત્ય તેડો; જાનની કરો પેર.
ઉદ્યમ કિશો કરતા નથી નીચંત બેઠા ઘેરિ. ૭
મેહેતોજી મુખિથી વદે, સાંભળો, સુંદરી, વાત.
પુત્ર પરણાવશે ભલી ભાતે, આવશે લક્ષ્મીનાથ. ૮
પ્રથમ જાવું તેડવા દ્વારકામાં શ્રીરણછોડ.
કાર્ય કરશે સ્વામી સમરથ સહિત લક્ષ્મી જોડ. ૯
તે માટે સુણ, માનની, (મુને સદા વલ્લભ નાથ.)
પ્રથમ તેડું શ્રીકૃષ્ણ રૂક્મિણી, પછે વીહાની વાત. ૧૦
એહેવું કહીને સજ થયા, હૈડે હરખ ન માય.
લક્ષ્મીવરનું ધ્યાન ધરીને ચાલ્યા મારગ માંહ્ય. ૧૧
દ્વારાવતી માંહાં સંચર્યા અતિ હરખ ધરતા મંન.
આજ દિવસ ધન ધન ! મુજને મળશે જગજીવંન. ૧૨
અનેક ભક્તને કીધી કરુણા દીનાનાથ દયાળ.
સેવક જાણી દયા આણી લેશે મુજ સંભાળ. ૧૩
નરસૈં મેહેતો પરવરે, મન કૃષ્ણ મળવા કોડ.
નિમેષમાહે ધજા ઝળકી શિખર ભુવન રણછોડ. ૧૪
રત્નાકરની ગર્જનાના નાદ પ્રૌઢા થાય.
ગોમતી માંહાં લેહેરિ ઊઠે; શોભા કહી ન જાય. ૧૫
ગોમતીસંગમ પરમ તીરથ ન્હાયા મેહેતો ધીર.
જે જન આવી સ્નાન કરે, તેહને મળે શ્રી જદુવીર. ૧૬
નરસૈં મેહેતો ન્હાઈ કરીને પરવાર્યા પુર માંહ્ય
કનક મણિમય ધામ નિરખે, અખંડ લીલા સોહાય. ૧૭

**વલણ+**

અખંડ લીલા અતિ મનોહર, વરણવી નવ જાય.
મેહેતો વેગે આવિયા, જાંહાં હરિમંદિર કેહેવાય. ૧૮

---

## પ્રબંધ ૭. રાગ ધનાશ્રી.

નરસૈં મેહેતો હરખે ઘણું રે; મન માંહાં હરિ મળ્યાનું કોડ.
શીઘ્રપણે તાંહાં સાંચર્યા રે; જાંહાં છે રાજા શ્રી રણછોડ. ૧
પ્રભુએ મન વિમાસિયું રે, આવે છે ભક્ત માહારો આજ.
વેગે સાહામા પધારિયા રે પ્રભુ પોતે ત્રિભુવનના માહારાજ. ૨

**ઢાળ.**

માહારાજ ત્રિલોકસ્વામી, સાહામા આવ્યા તેણી વાર.
નરસૈં મેહેતે નિરખિયા, પ્રભુ ઊભા પોળને દ્વાર. ૩
કર જોડીને નિકટ આવી નમ્યો ચરણે ચિત ઓલ્હાસિ.
તત્કાળ બેહુ કર ગ્રહી ઊઠાડ્યો; રૂદયા ધર્યો અવિનાશ. ૪
એક મહુરત લગી હરિએ રાખ્યો રૂદયા સાથ;
પુનરપિ ચરણે નમ્યો જે વારે, મસ્તક મૂક્યો હાથ. ૫
પછે ગ્રહ્યો પાણિ પ્રેમ આણી મેહેતાજીનો તાંહાં;
મંદિર માંહાં તેડી ગયા, રૂકમણીજી છે જાંહાં. ૬
માહારાજની ઘર નાર જે પટરાણી લક્ષ્મી નામ,
મેહેતાજી તાંહાં આવી ઊભા; કીધો દંડ પ્રણામ. ૭
આશિષ માગી ઊચરે જે વારે, (મેહેતે નામ્યું શીશ),
મેહેતાજી ! તમ ઉપરે ઘણી કૃપા હજો જગદીશ. ૮
સંધ્રાસન એક જડિત્ર મણિનું, તાંહાં બેઠા રણછોડ;
કર ગ્રહીને મિત્રને પાસે બેસાડ્યો જોડ. ૯
સખાભાવે પૂરણ મેહેતો, સદા રૂદે આવેશ.
સેવકતાએ પ્રથક દીસે, પણ એક સ્વરૂપ દ્વે વેષ. ૧૦

---

+ મૂળમાં 'વલણ' બોલ નથી આપ્યો.

કહો, મેહેતા, સહુ કુશલું છે સ્વજન કુટુંબ પરિવાર ?
કાર્ય કાંઇ અમ યોગ્ય હોય તે ભિચરો નિરધાર. ૧૧
મેહેતો કર જોડી કહે. સાંભળો, પુરુષપુરાણુ.
કૃપા તમાહારી જાંહાં હશે, તાંહાં સદા છે કલ્યાણુ. ૧૨
એક વીનતી છે દાસની. સુણો, સારંગપાણ્ય !
લક્ષ્મીજી ! તમો ચિત્તમાં ધરજો; કરજો વચન પ્રમાણુ. ૧૩
તમ દાસને ઘેર પગરણુ આવ્યું, પુત્રનો વિહિવા ય;
તે માટે હું તેડવાને આવ્યો છું, જદુરાય. ૧૪
રૂકમણીજીએ તેહ દિવસ કહ્યું હતું, માહારાજ !
અમો પુત્ર પરણુાવશું. તે દન આવ્યો છે આજ. ૧૫
માટે વેગે પધારિયે. આવ્યું ઢૂંકડું લગંન.
એક માસ માંહે વીસા સ્વામીજી ! સમ દંન. ૧૬
સગાં સબંધી નોંહોંતરિ માહારે તમ વિના નથી કોય,
માહારે પગરણુ પનોહોતું ને તમ પધાર્યે હોય. ૧૭
મેહેતા પ્રત્યે બોલ્યા પ્રભુજી પ્રસંનવદન પ્રકાશ.
મેહેતાજી ! અમો સરવથા આવશું તમ અવાસ. ૧૮
રૂકમણીજીને આજ્ઞા આપી, રીધસીધ સહુ તત્પર કરો.
વિહિવા કાર્ય એ તમાહારૂં છે; માટે વેગે પરવરો. ૧૯
રૂકમણીજી ઓચરે. જે કહાવે પ્રભુ ! તમ દાસ,
તેહતણાં અનેક કાર્ય હૂં કરૂં રહિત આયાસ. ૨૦
તે કરતાં વળી નરસૈં મેહેતો કીધો આપ સમાન;
તે માટે પરણુાવા, ચાલો, જૈએ, શ્રી ભગવાન ! ૨૧
એહેવું કહી રૂકમણી રહ્યાં. પછે વદે શ્રી જદુવીરઃ–
મેહેતાજી ! અમો આવશું. તમો રાખો મન માંહાં ધીર. ૨૨

વલણુ.

આવશું અમો પુત્ર પરણુાવા. અભિલાખ છે અતિ અમને.
અમો અમાહારૂં કાર્ય કરીશું. આશરો અમાહારો છે તમને. ૨૩

## પ્રબંધ ૮. રાગ આંદોલ ગોડી.

મેહેતાજીને કરુણા કીધી દીનાનાથ દયાળ.
યોગક્ષેમ સેવકના વેહે નિત્ય ભક્તવચ્છળ બીરદપાળ. ૧
હા ભણી નોંહોતરે આવ્યાની. હૈડે હરખ્યો દાસ.
ભોજન સમય ભીતરથી કાહાવ્યુ ઉઠયા વિશ્વાવાસ. ૨
મોગરેલ મસમસતું સુંદર લાવ્યા સેવક તેણી વાર;
મરદન કીધાં મોહનજીને સૌરભ પસર્યો અપાર. ૩
મેહેતાજીને આજ્ઞા આપી, ભોજન કરો, ભક્તરાજ !
પાસે બેસી ભોજન કરીએ, એવી ઇચ્છા છે આજ. ૪
કર જોડીને મેહેતો વીનવે ધરી મને આહ્‌લ્લાદ.
*ઉચ્છિષ્ટ તમાહારૂં અમર ન પામે, તે મુજને પ્રસાદ. ૫
મહા પ્રસાદ મહારાજ ! તમાહારો, ઇચ્છે બ્રહ્માઇશ.
+શિષ્ટ હું આજ પામું તમાહારૂં, કૃપા કરી જગદીશ. ૬
એહેવું કહીને વસ્ત્ર ઊતાર્યાં નાહાવા બેસાર્યો દાસ.
કનકકચોળે તેલ સુવાસિત લૈ ઊભા સેવક પાસ. ૭
મરદન અંગ મેહેતાને કરાવ્યું. વળી કુષ્ણોદકે સ્નાન.
કનકપાવડાં મૂક્યાં આગળ, પીતાંબર પરિધાન. ૮
કરી આચમન મંદિરમાં પધાર્યા સંગીસ શ્રી રણછોડ.
કનકાસને બેસાર્યા હરિએ, સોહે સરખી જોડ. ૯
કેસર ચંદન અર્ચન કીધું, સુગંધ પ્રીમલ થાય,
કૃષ્ણાગર ઊવેખી મૂક્યાં, ઉલટ અંગ ન માય. ૧૦
કનકથાળ કચોળાં મૂક્યાં. નાના વિધ પકવાન;
શાક પાક પંચામૃત ભોજન આરોગ્યા ભગવાન. ૧૧
મહાપ્રસાદ આપ્યો હરિ હાથે; કરુણા કીધી નાથ.
ભક્ત માંહાં પ્રભુએ ભેદ ન આણ્યો. વેદપુરાણે વાત. ૧૨

---

*મૂળ પાઠ સીત. +મૂળ પાઠ ઉચ્છિષ્ટ.

રાણી પ્રીસે અતિ પ્રેમે. શોભા કહી નવ જાય.
માંચિત મેહેતાજી અંગે હરખે ગદ્ગદ થાય. ૧૩
રોગી શુદ્ધ આચમન કીધાં, ઊઠયા શ્રી અવિનાશ.
ત જડિત સંધાસને બેઠા, પાસે તેડચો દાસ. ૧૪
ડાં બરાસ તાંબોલ મનોહર આરોગ્યા સુખવાસ.
હસ્તે મેહેતાને આપ્યાં. પૂરી સેવકની આશ. ૧૫
શુાગર ઊવેખી મૂકયાં. ઢોળે વીજણે વાય.
હેતાજી એક દૃષ્ટિ ભરીને નિરખે જાદવરાય. ૧૬
હેતાજી પ્રત્યે હરિ બોલ્યા; સાંભળો ભક્ત અનન્ય !
ા આવ્યે આનંદ અતિ ઘણો. શોભે માહારૂં ભવંન. ૧૭
ા અરથે હું રાખી રહ્યો છું, આ વૈભવ જે દીસે.
તને હું ઘણું વાહાલો. માહારો પ્રાણ ભક્ત જોઈ હીસે. ૧૮
જોડીને મેહેતા બોલ્યાઃ ધન ઘડી ! ધન દંન !
ા શોભા સહિત પધારો. ઢુંકડું આવ્યું લગંન. ૧૯
ા કરી કરુણાનિધિ બોલ્યા સમરથ સુંદર શ્યામ,
મ પેહેલા તમો ઘેર પધારો. કરો સજાઈ નિજ ધામ. ૨૦
ડપ રચના ઘેર કરાવો. જાન ચલાવ્યાની પેર.
ત વેહેવાર સામગ્રી વસ્ત્રાભૂષણ મોતીસેર. ૨૧
હેતાની સાથે મોકલિયા ગણું પોતાના ચાર.
જન વસ્ત્ર કનક વાહન વળી અનેક ધન ભંડાર. ૨૨
ર સેવક મળી ચાર પ્રકારે સામગ્રી નીપાય.
હેતાને સોંપીને હરિએ આપી શ્રીમુખ આજ્ઞાય. ૨૩
ક ઇચ્છા ભોજન ભંડારી; બીજો કનકની ખાણ;
જો વસ્ત્ર અમૂલિક આપે; ચોથો વાહન પ્રમાણ. ૨૪
જી વસ્તુ જે જોઇએ, તે પ્રગટ કરે અનેક.
હરિએ શીખામણ દીધી, કરજો મનવાંછિત વિશેક. ૨૫
હેતાજી કહે શ્રીકૃષ્ણ પ્રત્યે, સાંભળો માહારી વાત.
સઘળી શોભા તમ આવ્યે. પધારવું રૂકમણી સાથ. ૨૬

પ્રભુજીએ સંકેત ઠરાવ્યો, આવશું નિરધાર,
મન માંહાં સંદેહ રખે રાખતા; બોલ્યા વચન ઉદાર. ૨૭
મેહેતાને આલિંગન દેઇને દીધો મસ્તક હસ્ત.
ચરણે નમીને ચાલ્યા તત્ક્ષણ. કૃપા થઈ સમસ્ત. ૨૮

વલણ.

કૃપા પૂરણ પૂર્ણાનંદની. મેહેતો હરખે મંન.
આધાર ભટ કેહે સુરનર મુનિ વદે, મેહેતો ધન ધન ! ૨૯

---

## પ્રબંધ ૯ રાગ રામશ્રી.

હરિજન હૈડે હરખ અપારજી. સેવક સોંપ્યા પ્રભુજીએ ચારજી. ૧
આજ્ઞા આપી દેવ મુરારજી, વેગે પધારો સ્વસ્થાનક મુઝારજી. ૨

ઢાળ.

'પધારો,' પ્રભુજી વદે, તમો શીઘ્રપણે, ભક્તરાજ.
વળી વેગે કાહાવજો કાંઇ અમ સરખું કાજ. ૩
રથ સુંદર સજ કરાવ્યો વળાવાને ઠામ.
મેહેતો બેઠા રથ માંહે કરી હરિને પ્રણામ. ૪
જૂનાગઢ માંહાં આવિયા; ક્ષણુ ન લાગી વાર.
સ્વજન સરવે હરખ પામ્યું. જે જે શબ્દ ઉચ્ચાર. ૫
સેવક ચારે, રથ સારથિ ઊતાર્યા શુભ ધામ.
રૂપ બદલી રહ્યા ઘર માંહાં; કરે સઘળાં કામ. ૬
મંડપ રચના રચી મનોહર; કેહેતાં ન આવે પાર.
નોંહોંતરે સહુ તેડિયું; ભીડ ભવન મુઝાર. ૭
પકવાન કીધાં અતિ ઘણાં; ભોજન બહુ વિધ શાક,
નામ કો જાણે નહી; સ્વાદિષ્ઠ સઘળો પાક. ૮
કુટુંબ સ્વજન ને નાત્ય તેડી. દિવસ આડા વીસ.
લોક આશ્ચર્ય પામિયા; જાણ્યું ત્રુઠ્યા શ્રી જગદીશ. ૯

પરસ્પરે કરે વારતા સહુ મળી અન્યોઅન્ય,
મેહેતો અકંચન વેષધારી; જુઓ, આજ શી છે ન્યૂન ? ૧૦
ભાઈ ! સદા સેવે વિષ્ણુને, તેને ન્યૂન શી હોય ?
સ્વામી સમરથ એહનો, તે મર્મ ન જાણે કોય. ૧૧
પછે રચી રચના મંડપ કેરી; વિધવિધ ચિત્રામણ.
સ્વજન કુટુંબ પરિવારને કર્યાં વિચિત્ર વસ્ત્રાભરણ. ૧૨
ચંદ્રવા ચોહોગમાં વિરાજે, ચિત્ર વિચિત્ર તાંહાં
ગલીચા જાજમ ને તકિયા શોભે મંડપ માંહાં. ૧૩
ચુએ અગરજે અંબર એહેકે; કુંકુમ છડા સોહે દરબાર;
તોરણ ટોડલે લેહેકતાં ઝળકે પોળ પગાર. ૧૪
બહુ વિધ વાજિત્ર તાંહાં વાજે; શબ્દ અનોપમ થાય.
વેદધુની બ્રાહ્મણ સહુ કરતા; માનની મંગળ ગાય. ૧૫
ભક્ષ્ય, ભોજ્ય, પકવાન, મીઠાઇ, ષટ રસ વ્યંજન સાર;
સ્વર્ગથકી સુખ અધિક વિરાજે; આનંદનો નહીં પાર. ૧૬
કુંઅરબાઇ સહિત સાસરિયાં માહાલે મેહેતાને ધામ.
મેહેતો ભજન કરે ગોવિંદનું પ્રેમે પૂરણ કામ. ૧૭
તે સમે સેવક એમ બોલ્યો મેહેતા પ્રત્યે વચંન:
વૃદ્ધિશાંતિક કાલ છે કરવુ વેદવિહિત હવંન. ૧૮
વેગે જાન લૈ સાંચરવું; સમીપ આવ્યું લગંન;
સાવધાન મેહેતાજી થયા ને પ્રેર્યા સેવક જંન. ૧૯
સામગ્રી સહુ સિદ્ધ કરાવી, જાન તણી જે પેર.
નોંહોંતરાં કરવા પોતે નીસર્યા ન્યાત માંહાં ઘેર ઘેર. ૨૦
ચૌદભુવનનો નાથ જેહેને વશ, તેહેને નહીં અભિમાન,
કર જોડીને કહે સરવને, વેહેલા પધારજો જાન. ૨૧
વિનય કરીને કરે વીનતી. રખે લગાડો વાર.
નમ્રતાએ કર્યાં નોંહોંતરાં. હા ભણી ભલી વાર. ૨૨
કોયકને ઇર્ષ્યા મન માંહાં તામસી પ્રકૃતિ જાત્ય,
નેત્ર ચઢાવી કેહેવા લાગ્યો:–સાંભળો મેહેતાજી વાત. ૨૩

વસ્ત્ર અમાહારે ઉત્તમ જોઇએ; મોટો થાશે સમાજ.
વડનગર વેગળે જાવું. તમ આગળ શી લાજ ? ૨૪
મેહેતાજી કેહે, ચિંતા શાહાંની ? તમને ઇચ્છા હોય જેહ,
વસ્ત્ર ભૂષણ વાહન મન ગમતાં, ઇશ્વર પૂરશે તેહ. ૨૫
પછે ભોજન કરવા તેડચા. પ્રીસ્યાં પંચામૃત સાર.
વાહન વસ્ત્ર ઘેર ઘેર મોકલિયાં જોઇતાં હરખ અપાર. ૨૬
વાહન પ્રત્યે ગાંઠડી મૂકી વસ્ત્રભૂષણ ઝાત્કાર.
મન ગમતા શણગાર સજે સહુ સુંદર નર ને નાર. ૨૭
લોક સરવકો વિસ્મંય પામ્યા. આનંદનો નહીં પાર
જેજેકાર કરે નગર આખું. ધન મેહેતા અવતાર ! ૨૮
પછે સજાઇ સહુ તત્પર કરી. જાન થઈ સહુ સજ.
પાલખી ઘોડા રથ શણગાર્યા. ઝળકે પતાકા ધ્વજ. ૨૯
દ્રવ્ય સામગ્રી વસ્ત્રભૂષણ ભક્ષ્ય, શકટ ભર્યાં અસંખ્યાત.
શમી પર ભુવનની; જોત્ય ઝગમગે; વિસ્તીર્ણ અમૂલક જાત્ય. ૩૦
નગરનિવાસી, શેઠ વેહેવારિયા, રાય રંક જન જેહ,
જાનતણી શોભા જોવાને થયું તત્પર સહુ તેહ. ૩૧
વર રાજાને મજ્જન કરાવ્યાં; ધરાવ્યા શણગાર.
તે શોભા મુખે કહી ન જાયે; રૂપ લાવણ્ય ભંડાર. ૩૨
સુંદર રથ જે પ્રભુજી કેરો આવ્યો મેહેતાજી સાથે,
તે રથ માંહાં કુંઅર બેસાર્યો; શ્રીફળ અરપ્યું હાથે. ૩૩
પંચ શબ્દ નિશાન ગડગડચાં; વરત્યો જેજેકાર.
નગરનિવાસી સજ થઈ આવ્યું. શો કહીએ વિસ્તાર ? ૩૪
વેદધ્વુની વિપ્રમુખ સોહે; નાના વિધ ગુણ ગાન.
એ સમે મેહેતાજી પોતે સમર્યા શ્રી ભગવાન. ૩૫

વલણ.

સમરણ માત્રે પધાર્યા પ્રભુજી. મેહેતે દીઠા તેણી વાર;
કર જોડીને નમ્યા ચરણે; આનંદ ઊગમ્યો અપાર. ૩૬

---

## પ્રબંધ ૧૦. રાગ સારંગ.

મેહેતે દીઠૂં તેજોમય બિંબ, શ્રીકૃષ્ણ રૂકમણી જોડ પરબ્રહ્મ. ૧
હૈડે હરખ તણો નહી પાર. અતિશય ગરુઓ સ્વામી ઉદાર! ૨
ગુણાતીત, ગુણવશ એહને, બ્રહ્મા શિવ ધ્યાયે જેહને. ૩
નિજ જનનો વશવર્તી તેહ. સદા આધીન, ભક્ત સુ નેહ. ૪
સ્વામી સેવક તે કેહેવા માત્ર; સેવક સુખી, શ્રમ એહેને ગાત્ર. ૫
સેવક સંગે ફરે અનુદંન એહેવું એહેને પડ્યું વ્યસંન ૬
ભક્તને નાંખે મધ્ય સંસાર, તે અર્થે વળી ધરે અવતાર, ૭
એ મિષ જીવતણો ઉદ્ધાર, પૃથિવીનો ઊતારે ભાર. ૮
ગોકુળ માંહાં ચરાવે ગાય; વળી સદા કરે વ્રજની સહાય. ૯
પાંચ પાંડવની પૂરી આશ. તે ઘેર કૃત્ય કર્યાં જ્યમ દાસ. ૧૦
યાદવ સહુના પૂર્યા કોડ દ્વારકાવાસી શ્રીરણછોડ. ૧૧
એહેવા પ્રભુનો આશ્રય નવ કરે, ભાગ્યહીન તે ફેરા ફરે. ૧૨
મહારો પુત્ર પરણાવા કાજ ઊતાવળા આવ્યા મહારાજ. ૧૩
મુજ દીનને કરુણા કરી લક્ષ્મી સહિત પધાર્યા હરિ. ૧૪
કનકમણિ રથ; ઝળકે જોત્ય, કોટિ રવિથી અધિક ઉદ્યોત. ૧૫
અશ્વ ચાર જોતરિયા રથ. ભક્તવચ્છલ બેઠા સમરથ. ૧૬
અખિલ બ્રહ્મ અવિનાશી સોય મેહેતા વિના નિરખે નહિ કોય. ૧૭
મેહેતાને મને હરખ ન માય. જાન ચલાવી નમીને પાય. ૧૮
મેહેતાને કહે જાદવરાય, તમે બેસો માહારા રથ માંહ્ય. ૧૯
મેહેતાજીને કરી પ્રણામ સનમુખ બેઠા સુંદરશ્યામ. ૨૦
વાજિત્ર નાના વિધ ગડગડે. હાથી ઘોડા બહુ દડવડે. ૨૧
મોટા વૃદ્ધ નાગર નર જેહ, પાલખીએ ચડી ચાલે તેહ. ૨૨
કેટલા અશ્વ અનોપમ ચડી મનગમતી દેવરાવે હડી. ૨૩
કુટુંબ સહિત મોટા મહાજંન બેઠા મન ગમતે વાહંન. ૨૪
નગરનિવાસી વર્ણ ચાર આનંદે ચાલ્યાં નર નાર. ૨૫
મેહેતો બેઠા સમીપ શ્રીરંગ, જેહને જળમીન તુલ્ય સંગ. ૨૬

મેહેતો નિરખે મોહન રૂપ. અવર કોય ન જાણે સ્વરૂપ. ૨૭
આધાર ભટ કહે, ચાલી જાન. શોભા શી કહે અજ ભવ ભગવાન ? ૨૮

---

## પ્રબંધ ૧૧. રાગ સામેરી.

મેહેતે ચલાવી જાન. સાથે વિરાજે શ્રી ભગવાન. ૧
શોભા કવિએ કહી નવ જાય. મારગે શુકન ભલેરા થાય. ૨

### ઢાળ.

શુકન ભલેરા મારગ માંહે. મળી સનમુખ નાર;
કુમકુમ ચર્ચિત, ઉપર શ્રીફળ, કલશ પૂરિત વાર. ૩
જૂનેગઢથી પરવર્યાં. મારગ સુખ અપાર.
તેર દિવસે આવી પોહાતા વડનગર મુઝાર. ૪
વધામણિયા વેગે આવ્યા મદન મેહેતો છે જ્યાંય.
મહેતા ! તમારી જાન આવી રહી વાડી માંહ્ય. ૫
વજીર માહારાજા તણો તે વદે મુખથી વાણ.
કહો, જાનનું શું માન છે ? સંખ્યા કરો પ્રમાણ. ૬
વધામણિયા વદે વળતા, જાનનો બહુ સાથ.
મદન મેહેતા ! સાંભળો, તો વિસ્તારી કહું વાત. ૭
ગજ મોટા મદ ગલિત છે એક શત ને આઠ.
ચાર સહસ્ત્ર અસવાર અદ્‌ભુત. પાલખી શત એક સાઠ. ૮
ત્રીસ ઉપરિ ત્રણસેં રથ. પેદલનો નહી પાર.
સંખ્યા કરીને જોશો, તે વારે જાણશો નિરધાર. ૯
દશ જોડી નગારાંની ગાજે હય ગજ ઉપરિ,
ધજા સુંદર દ્વે શત લૈને દોડે અનુચર કર ધરી. ૧૦
વળી અનેક વૈભવ સાથે. કહી ન જાયે પેર.
જૂનાગઢ માંહાં, મદન મેહેતા, નવ રહ્યું કોઇ ઘેર. ૧૧
માહા સમૃદ્ધિના ધણી છે નાગર સઘળો સાથ.
સકુટુંબ સરવે આવિયું તે. શું વિખાણું વાત ? ૧૨

વાટે ઘાટે વિસ્તરી છે મેહેતા કેરી જાન.
સ્થાનક જાનતણા ભજે છે સ્વર્ગલોક સમાન. ૧૩
જાનનો બજાર મોટો; મળે મેવા વસ્તુ અપાર.
શોભા સુણીને જાનની હરખ્યો વજીર તેણી વાર. ૧૪
વધામણિયાને મદન મેહેતે સંતોખ્યા બહુ ભાત.
સાહામા જાવા જાનને તેડચા મુખ્યજન નાત્ય. ૧૫
કેસર ઘોળી તત્પર કીધાં શ્રીફળ, ફોફળ જેહ,
તેલ, તંબોલ, સોંધા અગરના, અત્તર વિધવિધ તેહ. ૧૬
વેહેવારિયા રીધવંત મોટા અપરિમિત જે હોય,
મદન મેહેતા સાથે ચાલ્યા જાન લેવા સહુ કોય. ૧૭
સુખપાલ અશ્વ અનોપમ મેગળ બહુ રથ તત્પર સોય,
મદન મેહેતાના વૈભવ માંહાં ન્યૂન કશી ય ન હોય. ૧૮
નાના વિધનાં વાજિત્ર વાજે; થૈ રહ્યો ધમકાર.
જાનને આવી મળ્યા તે. શોભાનો નહી પાર. ૧૯
મદન મેહેતો જાન નિરખી વિસ્મય પામ્યા મંન.
પ્રતાપ મોટો મેહેતાજીનો દેખી થયા પ્રસંન. ૨૦
દીક્ષિતજીને નમ્યા ચરણે. ધન ધન, ગુરુજી, તમને !
વેહેવાઇ શોધ્યો પૂરણ ઇશ્વર. મોટા કીધા અમને. ૨૧
મદન મેહેતો આવતા જોઇ મેહેતાજી ઊભા થાય.
વેહેવાઇ બેહુ ધાઈ મળિયા. આનંદ ઉર ન માય. ૨૨
પ્રણામ કીધો મદન મેહેતે; વળી નમ્યો સહુ સાથ.
અરઘપાદ્ય આદર કરીને સંતોખ્યા ભલી ભાત. ૨૩
નરસૈં મહેતે પૂજન કીધું પ્રેમ સુ પરબ્રહ્મ.
લોક માયાએ આવર્યા તે ન જાણે કાંઇ મર્મ. ૨૪
પ્રણિપત્ય કરી બહુ માન દીધું મદન મેહેતો જેહ;
નગર માંહે આવિયા; વાધ્યો મન માંહાં સ્નેહ. ૨૫

વલણ.

સ્નેહ વાધ્યો; અર્થ સાધ્યો. મદન મેહેતો બુદ્ધિમાન
સામગ્રી તત્પર કરી, જે વિધ ઘટે કન્યાદાન. ૨૬

## પ્રબંધ ૧૨. રાગ કેદારો.

અનન્ય ભક્ત તણો મહિમા ય એક રસનાએ કહ્યો ન જાય.
મેહેતો ધ્યાન અહરનિશ ધરે, જેહેનાં વાંછિત વિઠ્ઠલજી કરે. ૧
મેહેતાજી પ્રેમે રસ મગંન, જેહનો પ્રભુ પરણાવે તંન.
નામ તો નરસૈંયાનું સરે, કાર્ય સહુ હરિ ઇચ્છા કરે. ૨

ઢાળ.

કાર્ય સહુ વિહિવાતણું, તે પ્રભુજીએ ઝાલ્યું હાથ.
મેહેતાજી લીલાસિંધુ ઝીલે, ગાય ગુણ શ્રીનાથ. ૩
નગર સમીપે સુંદર વાડી, તાંહાં ઊતરી જાન.
મેહેતાજીના શિબિર ભવન માંહાં વિરાજે ભગવાન. ૪
પ્રભુજી કેરું સ્વતંત્ર ભવન છે; તાંહાં નહી કોનો પ્રવેશ.
સ્વજન કુટુંબ મેહેતાને દેખે ને મેહેતો દેખે દેવેશ. ૫
તે સમે શ્રી મેહેતા પ્રત્યે મદન મેહેતે એમ કાહાવ્યું,
વર ઊધલાવી લાવો વેગે. લગન સમીપ હવે આવ્યું. ૬
મહેતો આવ્યા પ્રભુજી પાસે. વીનતી સુણો માહારાજ!
દાસ તમાહારો આજ પરણશે. શીઘ્ર વરઘોડાનું કાજ. ૭
પ્રભુજી બોલ્યા પ્રસન્ન થઈને, કુંવરને લાવો આમ.
તત્ક્ષણ મેહેતે પુત્ર તેડાવ્યો; હરિને કર્યો પ્રણામ. ૮
લક્ષ્મીવરની જોડ જોઈને ચકિત થયો તે તંન,
ફરી ફરીને ચરણે લાગ્યો. પ્રભુજી હવા પ્રસંન. ૯
પ્રદ્યુમ્ન કેરાં આભ્રણ વાધા લે આવ્યા હુતા સાથ.
ખોળે બેસારીને પુત્ર શણગાર્યો પ્રભુજીએ નિજ હાથ. ૧૦

પછી પ્રભુજીએ મેહેતી તેડયાં; આવી નમ્યાં હરિચરણ.
મેહેતાજીની કૃપાએ માણેક મેહેતી પામ્યાં શરણ. ૧૧
શ્રીકૃષ્ણ રૂકમણી જોડ વિરાજે તાંહાં ઉભા પુત્ર ને સ્વામી.
ચારે રૂપ અનુપમ જોઇને નારી અવધિ આનંદ પામી. ૧૨
શ્રીકૃષ્ણજીએ શણગાર પોતાનો મેહેતાજીને પહેરાવ્યો;
મેહેતાજી સુ ભેદ ન રાખ્યો; આપ સરીખો કેહેવરાવ્યો. ૧૩
રૂદયા સાથ લે મેહેતાને વદે દેવ મુરાર.
મેહેતાજી ! તમે નિશ્ચે માનો, આપણે અંતર નહી લગાર ૧૪
રૂકમણીએ પટ ભૂષણ અલૌકિક પેહેરાવ્યાં મેહેતીને તેણી વાર.
કુઅરબાઇને પરોક્ષ દયા ઘણી આગળ થાશે મોટા સંસ્કાર. ૧૫
વરરાજા વરઘોડે ચઢિયો. માનની મંગળ ગાય;
વાજિત્ર નાના વિધનાં વાજે; શોભા કહી ન જાય. ૧૬
ફૂલની ટોપી ઓપ્ય મનોહર. કાને કુંડળ લલકે.
નેણ વિશાળ; અંજન અતિ ઓપે. મુખ તાંબોલ રંગ ઝલકે. ૧૭
ફૂલતણી ચાદર આચ્છાદી. દીસે ચંદ્ર વદંન.
કાજળબિંદુ ગલ્લસ્થળ સોહે; ઉપમા શશી લાંછંન ૧૮
અશ્વ ઉડયલ શણગાર્યો અદ્દભુત હીરારત્ન ઝગમગતાં.
જેજેકાર બંદીજન બોલે, ચાલે પથ ડગમગતા. ૧૯
શ્રીફળ કરમાં, ચમર વીજન, સોહે અતિશિ કુમાર.
શોભા શી વિખાણે કવિજન ? કેહેતાં નાવે પાર. ૨૦
નાગર બ્રાહ્મણ સ્ત્રી પુરુષ સહુ વર પુંઠે પરવરતાં.
સ્વસ્તિવાચન વિપ્ર ભણે છે. માનની ગાન આચરતાં. ૨૧
પંચ શબ્દ વાજાં શુભ વાજે. રાગ રંગ થૈકાર.
હાથી ઘોડા રથ સાંચરતા શણગાર્યા અતિસાર. ૨૨
પાલખી અનેક સુંદર શોભાળી બેસાર્યો જુવતી સાથ.
હસ્તી ઘોડા ને રથ ઉપરિ બેઠા નાગર સુજાત. ૨૩
અસંખ્ય તાંહાં દીવીદાર જોડે; ગ્રહી કર મોટી ચરાખ;
જળહળ જોત ઉદ્યોત થયું જાણે ઉદયા ઈંદુ નભ લાખ. ૨૪

બીપોરિયા ને છૂટે હવાઇ જ્યોતિમંડળ સમાન.
મેહેતાજી તે નેણે નિરખે, સંનિધ શ્રી ભગવાન. ૨૫
ગગન મારગે શ્રીકૃષ્ણજી પધારે બેસી શુભ વિમાન.
તે એકલા મેહેતાજી નિરખે. લક્ષ્મીવરનું ધ્યાન. ૨૬
વડનગરનો રાજા આવી નમ્યો મેહેતાને પાય.
ભલે પધાર્યા મેહેતાજી ! હું નામી કર્યો ભૂમિ માંહ્ય. ૨૭
શોભા જોઈને રાજા રીઝયો; વિસ્મે પામ્યો મંન;
નગર માંહે લે પરવરિયો વરઘોડો રાજંન. ૨૮
પંચરંગી સેના સંઘાતે પુરવિષે પરવરિયો,
ચૌટાં ચોક ને શેરી માંહે તે વરઘોડો ફરિયો. ૨૯
શાબેલા શણગાર્યા સુંદર એક શત દિવ્ય અનુપ;
જોતાં નેણાં તૃપ્તિ ન પામે એહેવાં ધર્યા છે રૂપ. ૩૦
પુરના વાસી ચકિત થકા સહુ નૂતન લીલા નિરખે,
ધંન ધંન શ્રીનરસૈં મેહેતા ! કુસુમ ચોહોદિશ વરખે. ૩૧
એહેવી રચનાએ વરઘોડો આવ્યો વેહેવાઇને દ્વાર;
તોરણ આવી ઊભો વરરાજા; ગીત ગાય સહુ નાર. ૩૨

**વલણ.**

ગીત ગાય સહુ ગોરડી; તોરણ ઊભો વરરાય.
પોંહોંકવા આવી સાસુ પ્રેમે હૈડે હરખ ન માય. ૩૩

---

## પ્રબંધ ૧૩. રાગ બિલાવલની દેશીનું ધવલ.

તાંહાં માનની મંગળ ગાય જી, આનંદ ઉર ન સમાય જી. ૧
આવી મદન મેહેતાની નાર જી. સાથે સોહે સ્ત્રીજન ચાર જી. ૨
વરજીને પોંહોંકી પધરાવ્યો જી. સહુ વિનતાને મન ભાવ્યો જી. ૩
કીધી મ્હોજોણાની રીત જી, અબોખા કલુઆ વિધ કરી પ્રીત જી. ૪
ચોરી રૂપાની નવરંગી જી. તોરણ મોતીસર શુભ નંગ જી. ૫
વર વહુ બેઠાં ચોરી માંહ્ય જી, સમે વસ્તે સાવધાન કેહેવાય જી. ૬

કન્યા સુંદર રૂપનિધાન જી. મદન મેહેતે દીધું કન્યાદાન જી. ૭
મંડપે વેદતણી ધુની લાગી જી. મંગળ ગાય નારી સોહાગી જી. ૮
એ સુખ કોણે ન જાય વરણ્યાં જી. વરકન્યા પ્રેમે તાંહાં પરણ્યાં જી. ૯
હવું હરખે સહિત પ્રભાત જી. વિહિવા વરત્યો જગત વિખ્યાત જી. ૧૦
કોલિયા કંસાર તણા ભરિયા જી. ભલા વીત્યા મેહેતાજીને
અરિયા જી. ૧૧
વેહેવાઇ નમ્યો મેહેતાને પાય જી. હરખ હેડા માંહે ન માય જી. ૧૨
વિપ્ર સંતોષ્યા આપી દાન જી. વેહેવાઇ બેહુએ મહાભાગ્યવાન જી. ૧૩
આપ્યાં વરને વસ્ત્ર ભૂષણ જી. રીતભાત થઇ સહુ પૂરણ જી. ૧૪

વલણ.

રીતભાત પૂરણ થઈ. વરત્યો જેજેકાર.
આધાર ભટ કેહે, વિહિવા થયો. તે ઉદ્યમ દેવ મુરાર. ૧૫

---

## પ્રબંધ ૧૪. રાગ દેશાખની ચાલ.

ભલી ભાતે પરણાવ્યો કુમાર. વરત્યો સઘળે જેજેકાર. ૧
મેહેતે જોયું વહુનું મુખ; મન માંહે અતિ ઊપન્યું સુખ. ૨
રત્ન માણકનો મુક્તાહાર વહુને કંઠે અરપ્યો તેણી વાર. ૩
તેહેનું મૂલ્ય કો જાણે નહી; રૂપરંગ કો ન શકે કહી. ૪
મેહેતીજીએ આપ્યો શણગાર લક્ષ્મીનાં ભૂષણ અતિ સાર. ૫
શીઘ્ર વરત્યાં મંગળ ચાર. બ્રાહ્મણને મુખે વેદ ઉચ્ચાર. ૬
સહુને મુખથી નીસરે બોલ, એ વરવહુની નહિ સમતોલ. ૭
મદન મેહેતાજી ભાગ્ય અપાર, નરસૈં મેહેતો આવ્યા જેહેને દ્વાર. ૮
નરસૈં મેહેતો શ્રીહરિનું રૂપ. કોણ માત્ર તે સુરનો ભૂપ ? ૯
પૂજ્ય મદન મેહેતાને ઘેર સેવા કીધી તેહેની રૂડી પેર. ૧૦
ધન ધન રે નાગરની નાત્ય, જાંહાં પ્રકટયા મેહેતો સાક્ષાત ! ૧૧
ધન નગર, ધન પુરના જંન, જાન વિષે નિરખ્યા હરિજંન ! ૧૨
નૌતમ શોભા નિરખી સાર સહુકોને મને હર્ષ અપાર. ૧૩

મદન મેહેતે જાણ્યું નિરધાર, મેહેતો તે ઇશ્વર અવતાર. ૧૫
મમ કુળ પાવન નિશ્ચે લહ્યું. સગપણ એ સાથે ભલે થયું. ૧૫
જો પામ્યા એહેનું દરસંન, પરિપૂર્ણ થયાં સહુ સાધંન. ૧૬
દીક્ષિતજીને ફરી ફરી નમે. આ સુખ તમ થકી પામ્યા અમે. ૧૭
ગુરુપણું તે તમાહારું સહી, બીજી વાત સહુ મિથ્યા લહી. ૧૮
મેહેતા કને આવ્યા તત્ક્ષણ, વજીર મેહેતાને લાગ્યા ચરણ. ૧૯
મેહેતાજીએ માગ્યું માન. કૃપા કરો, મોટા પરધાન ! ૨૦
તમો છો રાય; રંક શું અમો. અમને મોટા કીધા તમો. ૨૧
વજીરનું કુટુંબ પરિવાર મેહેતા ચરણે કર્યો નમસ્કાર. ૨૨
ભોજન કરવા તેડી નાત્ય. સહુ કો જમે જાનનો સાથ. ૨૩
વિધવિધનાં પીરસ્યાં પકવાન. રૂડી પેરે સંતોખી જાન. ૨૪
પેહેરામણી આપી ભલી ભાત. સહુકોને કીધું રળિયાત. ૨૫
યથા સંપત સહુ કીધી રીત. માંહોમાંહે ઘણી વાધી પ્રીત. ૨૬

વલણ.

પ્રીત વાધી અતિ ઘણી, હૈડે હરખ અપાર.
ધન ધન મેહેતો નરસૈં, જેહેને કૃપા દેવ મુરાર !

---

## પ્રબંધ ૧૫. રાગ ધનાશ્રી.

વિહિવા હવો વિશ્વે વિખ્યાત જી. જાનને રાખી દિવસ સાત જી. ૧
બહુ વિધ કીધી વેહેવાઇએ મનુહાર જી. આનંદ ઓચ્છવ વરત્યો અપાર જી. ૨

ઢાળ.

આનંદ ઉચ્છવ અતિ ઘણો કરી સંતોખી બહુ જાન.
દિવસ આઠમે આજ્ઞા માગી. પામ્યા સહુ સનમાન. ૩
મદન મેહેતો નમ્યા ચરણે મેહેતાને તેણીવાર.
સ્વામી! મુજને દાસ જાણી સંભારજો નિરધાર. ૪
પછે માધવજી કને મેહેતો આવ્યા, કીધો દંડ પ્રણામ.
મસ્તક હાથ મૂક્યો માહારાજે શ્રીવર સુંદર શ્યામ. ૫

સ્વામી! વિહિવા કાર્ય સિદ્ધ પામ્યું તમાહારી કૃપાએ કરી.
મેહેવાઇએ વદામ કીધા સેવા બહુ વિધ આચરી. ૬

આજ્ઞા હોય તો સિદ્ધ કરીએ જૂનાગઢ મુઝાર.
શ્રી હરિ કહે હવાં શીઘ્ર થૈએ ક્ષણ્ મળિયા વાર. ૭

પછે હરિએ રથ હકાવિયો; મેહેતે ચલાવી જાન.
વાજિત્ર વાગે અતિ ઘણું ને ગુણીજન કરતા ગાન. ૮
મારગનાં સુખ શાં શાં કહીએ ? કેહેતાં ના આવે પાર.
અતિ આનંદે આવી પોહોતા જૂનાગઢ મુઝાર. ૯

વિનય કરી મેહેતે જમાડયો જાનનો સહુ સાથ;
મુખવાસ તાંબોલ લવંગ એલચીએ સંતોષ્યા ભલીભાત. ૧૦
નાગર સહુકો સાંચર્યાં આજ્ઞા લઈ મેહેતા તણી;
પોતપોતાને ઘૈર આવ્યા; સ્તુતિ મેહેતાની કરે ઘણી. ૧૧

વરકન્યાને તેડી મેહેતો આવ્યા ભવન મુઝાર.
એકાંત મંદિર લાવ્યા વેગે, જાંહાં બેઠા દેવ મુરાર. ૧૨
વરવહુ બેહુ ચરણે લાગ્યાં, હરિએ દીધો મસ્તક હાથ;
રૂકમણીજીએ આશિષ દીધી પોતે લક્ષ્મી માત. ૧૩

કૃપા કરીને પ્રભુ ઉચર્યાં વરકન્યા પ્રત્યે વચંન,
માગો જે કાંઈ ઇચ્છા હોય તે. હું થયો પ્રસંન. ૧૪

મને વિચારીને માગિયું જોડી બન્યો હાથ,
ક્ષણ એક ચરણથી અળગાં ન રાખશો. સેવા કરૂં શ્રીનાથ. ૧૫

કૃપાનાથે કૃપા કરીને લીધાં રૂદયા સાથ.
મનવાંછિત ફળ પામશો, એમ બોલ્યા પ્રભુ સાક્ષાત. ૧૬

પછે ગામસારણી કીધી મેહેતે; ભોજન દીધાં ભલી ભાત;
સાત દિવસ સહુ જમાડયું; અતિ સંતોખી સહુ નાત. ૧૭

નગરનિવાસી વર્ણ ચારે કરે મેહેતાનું વિખાણ.
મેહેતાજીને નિર્ધન કેહેતા તે મુરખ પશુ અજાણ. ૧૮

દિવસ કેટલા મેહેતા મંદિર રહ્યા ત્રિભોવન રાય;
પછે વિનય યુક્ત મેહેતા પ્રત્યે હરિ માગે વિદાય. ૧૯
ગદગદ કંઠે મેહેતો કહે છે લાગી પ્રભુને પાય.
મિથ્યા જનમ ને આયુષ્ય જે ક્ષણ તમ વિના જાય. ૨૦
વદે પ્રભુજી મેહેતા પ્રત્યે, હું તુમથી અળગો નથી.
જાંહાં તું તાંહાં હું સદા રહું; માનજો મને સરવથી. ૨૧
હું તું કરતાં ભેદ ન મીલે; એક રૂપ નિરધાર.
કેહેવા માત્ર તે દ્વારકાં, વસું તુજ રૂદે મોઝાર. ૨૨
પછે ભોજન કરીને રથ બેઠા; રૂકમણી છે સંગ.
દ્વારાવતી માંહાં પરવર્યા સમરથ સ્વામી શ્રીરંગ. ૨૩
મેહેતાજી વળાવવા આવ્યા હરિએ વાળ્યા હેતે કરી,
હરજી પોહોત્યા દ્વારકાં. મેહેતો મંદિર આવ્યા ફરી. ૨૪
કીર્તન ઓછવ કરે પ્રેમે, મેહેતો હરિગુણ ગાય.
મેહેતીજીના કોડ પોહોત્યા મેહેતાનિ પસાય. ૨૫
વરકન્યાને લાડ લડાવે; ન મેલે કશી એ ન્યૂન.
પ્રભુ મળ્યા, અંતરપટ ટળ્યા, તે મેહેતાજીનું પુણ્ય. ૨૬
જગત પાવન કીધું મેહેતે; પવિત્ર કીધી નાત્ય.
એણી રીતે પુત્ર પરણાવ્યો; જુગ માંહાં વરતી ખ્યાત. ૨૭
મેહેતાજીનો કુંઅર પરણ્યો તે કહ્યો જશ વિસ્તાર.
ગાય અથવા સાંભળે તે તરે ભવ સંસાર. ૨૮
મનવાંછિત ફળ પામે નિશ્ચે, ન આવે ગરભે ફરી.
આધાર ભટ કેહે એહેવા પ્રભુનો, શ્રોતા, રહો આશ્રય કરી. ૨૯

વિવાહચરિત્ર સંપૂરણ.

# મોહોસાળું ચરિત્ર.

## કડવું ૧. રાગ આશાવરી.

દયાનિધિ શ્રી દામોદરને ચરણે નામું શીશ.
કામના પૂરે મનતણી સમરથ શ્રી જુગદીશ. ૧
બ્રાહ્મણને વળી ભક્ત હરિનો સોનું ને સુગંધ,
ઇક્ષુફળ, ચંદનકુસુમ ત્યમ વિષ્ણુભક્તિ બ્રાહ્મણને સંબંધ. ૨
ધન્ય નાગર નરસૈંમેહેતો હરિભક્તિ રસનો સિંધુ
તેહેના તરંગ ચોહોદિશ ચાલ્યા જે રચ્યા બહુ પ્રબંધ. ૩
ગ્રંથ સઘળાતણું સાધન મન વરો વિશ્વાસ,
હરિ મળ્યાનું મન કરો તે સેવો હરિના દાસ. ૪
દાસને પાસે સદા પ્રભુજી સમરથ શ્રી મહારાજ,
સંકટ વેળા સંભારે તો સરે સઘળાં કાજ. ૫
કેટલે ઠામે કરુણા કીધી વીનતી જાંહાં જાંહાં કરી.
દોશી પરજંન અને પારખે હાર આપ્યો શ્રી હરિ. ૬
વળી અનેક ઠામે લાડ પાળ્યાં તે કહ્યો સ્વલ્પ વિસ્તાર,
નિશ્ચલ મન કરી હરિ આરાધ્યા ન ગણ્યો લોક વેહેવાર. ૭
તદ્દરૂપ પોતે થૈ રહ્યો તેહેને કશી છે ન્યૂન.
કલિમાંહે અવતરીને કીધું જગત પાવંન. ૮
એક નામ નારાયણ તણું કહો શું ન થાય કામ,
કલ્પદ્રુમ ને કામદુધા તે ભક્તને હરિનું નામ. ૯
આઠ નવ ને ચાર ચર થઇ રહે ચરણે અનુસરી,
મોટમ શ્રી મેહેતાતણી જે છાબ સુનેયે ભરી. ૧૦
મેહેતા કેરો પુત્ર પરણ્યો પછે વીત્યાં વરસ દસબાર,
તે કાર્ય તો સિદ્ધ પામ્યું જો આવ્યા હુતા જણ ચાર. ૧૧
તે તો કાર્ય કરી વળ્યા પછે રહ્યા મેહેતો ઉદાસ,
પોતાની કમાઈ પાખી પારકી શી આશ. ૧૨

લોકે સરવે એમ કહ્યું માયાએ આવર્યું મંન.
મેહેતાજીની લીલા તો કો વિરલા સમજે જંન. ૧૩
કેટલેક વરસે મેહેતાજીએ સંકેલ્યું ઘરસૂત્ર,
નિતલીલામાંહાં મોકલ્યાં મેહેતીજી ને પુત્ર. ૧૪
વહુ મનોરથ એમ રાખે મેહેતો હરિનું રૂપ.
જો હું સેવા કરૂં એહેની તો ઠરૂં લીલામાંહાં અનુપ. ૧૫
રાત દિવસ હરિ ભજે વહુજી મેહેતાજીને સંગે,
અવર સંગી જે મેહેતાજીનાં તે રીઝયાં વહુને પ્રસંગે. ૧૬
ભક્તિરસનો સાગર મેહેતો તાંહાં ઝીલે મંડળી મરાળ,
સ્વતંત્ર લીલારસ અનુભવતાં વહી ગયો કેટલો કાળ. ૧૭
પછે કુંઅરબાઈ રહે સાસરે માંગરોલ ગામ મુઝાર,
તેહેને સીમંત સમે આવ્યો સાસરિયાં દમે અપાર. ૧૮
જોઇએ મેહેતો મોહોસાળું હવે કરશે કોણ પ્રકાર,
તે તો વાયરો વહી ગયો જે પરણાવ્યો કુમાર. ૧૯
પણ સકળ પૃથ્વી સુનાકેરી દેખે હરિના દાસ.
જાની જેહેના રૂદે માંહે રમાપતિનો વાસ. ૨૦

---

### કડવું ૨. રાગ રામશ્રી.

મેહેતાની પુત્રી છે જેહ કુંઅરબાઇ નામ કાહાવે તેહ.
નેહ સું પરણાવી માંગરોલ ગામ માંહારે.
સાસરિયાંમાં રહે સદા, સેવા કરે આણીને મુદા,
કદા કોને દુહવે નહીં રે. ૨
નાહાની વયમાં મૂઈ માત પણ માથે છત્ર મેહેતાજી તાત,
વાત ન પ્રીછે કોય તે તણીરે. ૩
તેહેને આવ્યો સીમંત સમે કુંઅરીને સહુ મેહેણે દમે,
કિમે મેહેતો મોહોસાળું લાવશેરે. ૪
પંચમાસી પુત્રીતણું અંબા વિણ ગયું અણુમણું,
હવે ભણું સીમંતની શોભા ઘણીરે. ૫

કુંઅરબાઇ કહે વાણીરે માહારે જનકે વાત ન જાણી રે,
આણીરે વારે કંકુ કાગળ મોકલોરે. ૬
ઓખલો પંડ્યો નામરે તે સ્નેહે સાધશે કામરે,
ધામરે પિતાતણે જૈ આવશેરે. ૭
સ્વસ્તશ્રી જીરણપ્રાકારરે તેડીને સહુ પરિવારરે,
વણ વારરે નરસૈં મેહેતા પધારજોરે. ૮
માંગરોલથી લેખરે, આવવું લૈઇ વિશેખરે
નિમેષરે તમ વિના નવ સરેરે. ૯
અવસર તમ પુત્રીતણો મહિમા આવ્યે રહે ઘણો
હરિ ભણો પણ કાર્ય છે ધનતણુંરે. ૧૦
ખર્ચ્યા જોઇશે દામરે, મોટા કુળની મામરે,
ગામરેમાંહાં મહિમા રહે તમ આવજોરે. ૧૧
ઓછું લખિયું વચનરે, મેહેતો હસિયા મંનરે,
એ જનરે, હરિલીલામાંહાં શું લહેરે. ૧૨
સમરથ વૈકુંઠ નાથરે, સદા ભક્તને સાથરે,
હાથરે, શિર છે શ્રી હરિજીતણોરે. ૧૩
ગાંઠે બાંધી બે તાળરે, ગોપીચંદન તિલક વિશાળરે,
માળરે, કંઠે કૈ તુળસી તણીરે. ૧૪
કુંઅરબાઇનું છે સીમંતરે, તમો સોઢો સઘળા સંતરે,
ભગવંતરે ભક્તને કરુણા કરેરે. ૧૫

---

### કડવું ૩. રાગ રામશ્રી.

સંપુટ સાથે શાલગ્રામજી, દામોદરજી જેહેનું નામજી. ૧

#### ઢાળ.

દામોદરજી નામ જેહેનું શુભ સામગ્રી એહ
હુંડીપત્રી ખરચ ખાવું તે નાથજી શું નેહ. ૨
એક રથ મેહેતે માગી આણ્યો શિથિલ સઘળે અંગ,
વૃદ્ધ બળદ ને આખલો જોતર્યા જોડી પ્રસંગ. ૩

સહસ્ર કટકે વણી સાંગી શોભાનો નહી પાર
ષટપટ ચેંચ્યું ચાલતાં બહુ શબ્દ થાય સાર. ૪
હાકતાં બેસે બળદિયો આખલો તાણી જાય,
નાથે ઝાલ્યો નવ રહે ને કાનેતર બહુ થાય. ૫
ચઢે બેસે ઉતરે તાણે ઝાલી નાથ,
જેકૃષ્ણ વાણી ઊચરે એમ પોહોતો સઘળો સાથ. ૬
ખાંતીલો ખોખલો પંડયો પેહેલો પેઠો ગામ મોઝાર
વાટના જે ઢંગ દીઠા તે કહ્યા સમાચાર. ૭
કુંઅરબાઇનાં સાસરિયાં માંહાં કહી સઘળે વાત
સામગ્રી શું આવે છે ભાઇ કુંઅરબાઇનો તાત. ૮
સ્વર્ગથી જયમ અપછરા દોડે અમરપતિને કાજ
ખલકતી ચુડી રૂપે રૂડી નેહે નમતી લાજ. ૯
અલી અહી શું રહી ઉભી મેહેતોજી આવ્યા દ્વાર,
કાર્ય મેહેલ! કામિની! સહૂની લાગી લાર. ૧૦
સુખણી સાહામો કંથ ઊભો શીશ અંબર ઓઢ
કુંઅર કેડે શું ચઢાવ્યો? તરુણી પરહો તે ઓડ. ૧૧
રહે અળગી અહીંથકી ચંપાણો માહારો પાગ,
ઊરજ માહારે અંગ ખુંચે જોવાનો નહી લાગ. ૧૨

વલણ.

જોવા લાગ ન મળે, ભીડ ભરાણી મેહેતા કાજ,
અવસ્થા જોઇ સહુ હસે એ આવી શું કરશે આજ? ૧૩

---

### કડવું ૪. રાગ દેશાખ.

માંહાંમેરાને શું આવિયો વહુજીનો તાત?
જોવા નરનારી મળ્યાં વીસમે લહી વાત. માંહાં. ૧
તરુણી એ તાલ વજાડશે ઈસ્વરી બાળા
નટુઆની પેરે નાચશે ચતુરા જોની ચાળા. માંહાં. ૨

જે જે કૃષ્ણ લાંબે સ્વરે, કેહેશે કર જોડી,
કુંઅરબાઇને કાજની ચંતા નહી થોડી. માંહાં. ૩
સાસરિયાં શેકે ઘણું, મેહેણાં મુખે ભાખે,
તોણ્ય તાત વહુજીતણો, વાસી નવ રાખે. માંહાં. ૪
શાહાને અહીંકણ આવિયો સમઝી કેહે શાણી,
ધન વિના નાગરી નાત્યનું કહો ક્યમ રહે પાણી. માંહાં. ૫
દુર્બળ પીહર જેહેનું દુઃખ સઘળું સેહેવું
મેહેણાં નિશદિન સાંખવાં કુંઅરી! ક્યાંહાં કેહેવું. માંહાં. ૬
નણદ તણે નાકોટડે મહિલા એ મરશે
આ સામગ્રી સાસુ જુઓ માંહાંમેરૂં શું કરશે. માંહાં. ૭
સુખણી સાસુ બોલશે, મુખે મરમની વાણી,
લાડકી! લોહોતારૂં નથી કો નયણનું પાણી. માંહાં. ૮
અવસર માથે સાંભરે, બાપ અને વીરો,
પુરુષ પુરુષને ઠામ છે માતા તે હીરો. માંહાં. ૯
સાસુ સંસરાનો જણ્યો સમઝણો સાથી
મન રાખે મહિલાતણું ત્રિભુવનમાં ક્યાંહાંથી. માંહાં. ૧૦
સુંદરજી સસરાથકી લાજ્યો મનમાંહાં રંચ,
કુંઅરબાઇને એમ કહે આ દીઠા સંચ? માંહાં. ૧૧

વલણ.

સંચ જુઓ સસરાતણા મણા નથી કાંઇ સંગ,
લજામણા થે આવિયા ક્યમ નાત્યમાં રેહેશે રંગ. ૧૨

---

## કડવું ૫. રાગ વેરાડી.

આ રથ જો રળિયામણો સુણ સુંદરી,
ભાગો કટકા વીસ, ગેહેલી કાણે ફરી.
બળદ નિરખ બે બાપડા, સુણ૦ એના ખેહને ચડે રીસ, ગેહેલી. ૧
ઝુમ ગાંઠડી દીસંતી નથી; સુણ૦ નહી રખતિયા બે ચાર. ગેહેલી.
અંગતણો જુઓ કાબળો, સુણ૦ હૈયડે તુલસીના હાર. ગેહેલી. ૨

કામની ગરથ કાંઇએ નથી, સુણ૦ અહી આવ્યાનું શું કામ. ગેહેલી.
પુરુષનાં મુખ નહી રેહે, સુણ૦ મેહેલા ક્યમ રેહેશે મામ. ગેહેલી. ૩
વૈષ્ણવ વૈરાગી ઘણા, સુણ૦ શાને તેડયા સાથ. ગેહેલી.
ટોપીવાળા ચોક બેસશે, સુણ૦ હસશે નાગર સાથ. ગેહેલી. ૪
ફાટે કટકે બાંધિયાં, સુણ૦ તરુણી! જો એ તાળ. ગેહેલી.
અંગ ચક્ર શું ચીતર્યાં, સુણ૦ શોભા સરસ વિશાળ. ગેહેલી. ૫
સંપુટ જો સોહામણો, સુણ૦ તે માંહાં મુરત છે એક. ગેહેલી.
તે કને મેહેતો માગશે, સુણ૦ વારૂ મળ્યો વિવેક. ગેહેલી. ૬
પડયું છાપરૂં જુયા ઘણા, સુણ૦ તાં ઉતાર્યાં અભિરામ. ગેહેલી.
હરિ પરસાદ એ બળદિયા, સુણ૦ નિરખે આખું ગામ. ગેહેલી. ૭
પછે કુંઅરબાઇ ભેટી મળ્યાં, સુણો તાતજીરે,
સબળો દીસે સાજ, વિચારો વાતજીરે.
પિતા પ્રત્યે પુત્રી કેહે, સુણો૦ કેહી પેરે રેહેશે લાજ. વિચારો. ૮
પુત્રી પ્રભુ સંભારીએ, સુણ કુંઅરીરે,
સમરથ વૈકુંઠનાથ, ગેહેલી કાણે કરીરે.
તે આપણથી અળગો નથી, સુણ કુંઅરીરે,
સુખે હશો સહુ સાથ, ગેહેલી કાણે કરીરે. ૯
કૌતુક નિરખી સહુ વળ્યું, સુણો તાતજીરે,
પુત્રી ધુંણે શીશ, વિચારો વાતજીરે.
આંહી નોહોતું આવવું, સુણો તાતજીરે,
તાંહાં ભજતા જુગદીશ, વિચારો વાતજીરે. ૧૦

### કડવું ૬. રાગ વેરાડી.

પુત્રી ભણે પિતાજી સુણો, તમને ભરોસો પ્રભુજીતણો. ૧
તેણે નાવે એક નાડાછડી, હું ન મોઇ મરતાં માવડી. ૨
હાંસી કરશે આખું ગામ, હલુએ હલુએ લ્યો હરિ નામ. ૩
દ્રવ્યતણું કારજ તાં જેહ, હરિ નામે નવ થાયે તેહ. ૪

સંસારીને શાં હરિનામ, કહો તાત ક્યમ સરશે કામ. ૫
હરિ કેહેશો ને હસશે લોક, વિણ સંપત અહીં આવ્યા ફોક. ૬
કહેશે વૈષ્ણુવની દીકરી માંહાંમેરૂં મુખ બોલો હરિ. ૭
વહુને નહિ લાજે ભૂખડી, હરિ સમરો સારી સુખડી. ૮
વીણુઠાં વાણી એણી પેરે કહે પિતા પ્રાણ કહો કેહે વિધ રેહે. ૯
માડી વિના કો ન લહે મરમ, ખરો કઠણ છે ગૃહસ્થને ધર્મ. ૧૦
ધન પાખે ક્ષણ એક નવ સરે, ધનવંતની સહુ આશા કરે. ૧૧
મરણ થકી માઠું છે ઘણું, દુર્બળ પીહર વહુઅરતણું. ૧૨
ધન પાખે કુડી બહુ કળા નવ શોભે અતિ ગુણ નિર્મળા. ૧૩
ચતુરપણું નિર્ધનનું જેહ, ગેહેલાં માંહે ગણાએ તેહ. ૧૪
કેહેશે દુર્બળની દીકરી, પિતા દાઝ મન રહેશે ખરી. ૧૫
જો સમરથ માથે છે હરિ, તો આવડી ઓશિયાળી કાં કરી ? ૧૬
પિતાજી પ્રીછો નહી ધર્મ, સાસરિયાં બહુ બોલે મર્મ. ૧૭
ઊઠ પરી શું લવલવ કરે ભરૂસો મન માંહે ધરે. ૧૮
વજ્ર થકી વિષમ છે જેહ, અણુ લેહેતાંના વાયક તેહ. ૧૯
અણુવિચાર્યું કોઇએ બકે, મોટાંને કોણુ વારી શકે. ૨૦

વલણ.

વારી કો શકે નહી સાસરિયાં વિકટ અપાર,
દુર્બળ ઘરનું છોકરૂં જાણી કો ન રાખે ભાર. ૨૧

---

## કડવું ૭. રાગ વેરાડી.

મેહેતાજી કહે, મારી પુત્રી ! સમરો શ્રી અવિનાશ.
મોસાળું શ્રીકૃષ્ણ કરશે, એ છોને કરતાં હાસ. ૧
કરી પ્રતીતિ પુત્રી વળાવી, મળ્યાં સ્વજન સહુ સાથ
નરસૈં મેહેતે એકે ચિત્તે સમર્યા વૈકુંઠનાથ. ૨
બ્રાહ્મણ ઘણા તેડવા આવ્યા, ‘ ભોજન કરવા આવો. ’
નષ્ટપણે નાગર એક બોલ્યો, ‘ વૈષ્ણવપ્રિય ! ન કહાવો. ૩

મહાપ્રસાદ મારે મંદિર મેહેતાજી આવી ગ્રહેશે
સગપણુ સાચૂં સદા સંતનું દિન પાંચ સાત રહેશે. ૪
મહાપ્રસાદ વૈષ્ણવને વ્હાલો. ઉત્તમ વૈષ્ણવ ધર્મ.
ચેષ્ટાએ એણીપેરે બોલે મેહેતાજી શૂં મર્મ. ૫
ઉષ્ણોદક આકરું મૂકાવ્યું મેહેતાજીને ન્હાવા
પારખૂં જોઇયે મેહેતાજીનૂં જે ભક્ત કહાવે આવા. ૬
સમોવણ નાપશો સહુકો વાર્યું, એ જળે ક્યમ ન્હાશે?
અળગાં રહીને સહુ આલોકે, સ્નાન કેઇ પેર થાશે? ૭
મેહેતો આવ્યા મજ્જન કરવા બેસવા માંડયો બાજઠ
નરનારી સહુ કૌતૂક નિરખે, મળી રહી છે ઠઠ. ૮
એક સુંદરી આડી ઉતરી ટાઢું માગ્યું પાણી,
નિર્ધન જાણી તે તરુણીએ શ્રવણે ન સુણી વાણી. ૯
મેહેતેજીએ મનમાંહાં વિમાસ્યું અતિ ઉનું જળ લીધું,
આસુરભાવ પરીક્ષા ઇચ્છે સમાધાન જોઇએ કીધું. ૧૦
તાલ ગ્રહીને ગુણગાન આરંભ્યું ગાયો રાગ મલાર,
અભ્ર એકઠાં થઇ નભ છાયો, વૂઠો મુસળધાર. ૧૧

---

## પદ ૧. રાગ મલાર.

ગોપાળજી તમચી ભક્તિ દોહલી, તાહારા દાસને છે સદા સોહલી,
ગોપાળ. ૧
કોણે કહ્યો કામી, ને કોણે કહ્યો કપટી, કોણે કહ્યો તાળકુટિયોરે આવ્યો,
આપવા મૂકવા નહી કાંઇ એહને કોહોની મામેરૂ તે શું રે લાવ્યો.
ગોપાળ. ૨
તેણે સમે પુત્રીએ વચન એહેવું કહ્યું, શું સભામાંહાં બેઠા તાલ વાહો,
મામેરા વેળા તો મામ રેહેવી નથી, હજી રે ગોપાળને શું રે ગાઓ.
ગોપાળ. ૩
ચંગ ને તાળ માહારે દેહ સાથે છૂટશે, ધરણી આકાશ જ્યારે એક થાશે;

લોકડા બોલશે તે સહુ ખમશું, પણ કૃષ્ણની ભક્તિ ક્યમ મૂકી જાશે.
ગોપાળ. ૪

તેણે સમે વેહેવાઇએ હાસ્ય એહેવું કર્યું, આણીને મૂકિયું ઉષ્ણ પાણી,
રાત્રિ દિવસ જેહેનું ભજન કરાંછાં તે, તુંને સમણ આપશે રે આણી.
ગોપાળ. ૫

ચૈત્ર સુદ દ્વાદશી, મેઘઘટા ચઢી, ગડગડીને કુંડીમાંહે વુઠો,
સમણ આપી જેહેવો નરસૈંયો સુઝવ્યો, તેહેવો સમસ્ત વૈષ્ણવને તુંરે
ત્રુઠો ! ગોપાળ. ૬

## પદ ૨.

ઘન વરસાવ્યો વીઠલે, સમણને કાજે
નરસૈંયાનો યશ વાધિયો, લાડ પાળ્યાં માહારાજે. ઘન. ૧
વેહેવાઇના મંડપ વિષે, પ્રવાહ જળનો ચાલ્યો,
બાહરે ભીતર પાણી ભર્યાં સંદેહ સમણનો ટાળ્યો. ઘન. ૨
નાગર સહુ વિસ્મે થયા કાંપે મંન માંહે
વૃષ્ટિ ધારા ખંડે નહી રખે ગામ રેલાય. ઘન. ૩
મેહેતાને ચરણે નમ્યો, સહુ નાગર સાથ.
અપરાધ અમાહારો ક્ષમા કરો, ગખો વરસાદ. ઘન. ૪
વ્યાકુળતા જોઇ સર્વની મેહેતે કરુણા આણી,
તત્ક્ષણ વાર્યો મેઘને રાખ્યું વરસતું પાણી. ઘન. ૫

## રાગ ગોડી ચાલુ.

મુખથી આલાપતાં મલાર, ગ્રીષ્મવિષે ઘન વુઠો,
ડાહ્યા, શાણા, સહુકો હસ્યા ત્રિભોવનનાથ તાં ત્રુઠો. ૧
રસોઇ નીપાઇ મેહેતેજીએ, અંતર અતિ આહ્લાદ,
સાક્ષાત પ્રભુજી આરોગ્યા આપ્યો મેહેતાને પ્રસાદ. ૨
કલ ન પડે કીરતન વિના, મેહેતે માંડયું ગાન,
તાલ ગ્રહીને મેહેલી ચિંતા સમર્યા શ્રી ભગવાન. ૩
ડાહ્યા, શાણા સહુ વિચારે, જેહેની વિમુખ છે જાત,

યંત્ર મંત્ર કામણ એ જાણે વરસાવ્યો વરસાદ.
ઇન્દ્રજાળ વિદ્યા એ જાણે એ પ્રાક્રમ સહુ ફોક,
એમ કાંઇ મોસાળું ન થાયે ન મળે દ્રવ્ય રોક.
માયાના મોહિત સહુ જંન, ફરી કરવા લાગ્યા હાંસી,
મેહેતો મગ્ન છે હરિલીલા વિષે, દયા પ્રીત પ્રકાશી.
કૌતુક જોવા કુંઅરબાઇનાં, સાસરિયાં સહુ આવે,
મુરખ મોટી આશા રાખે, આ માંહાંમેરૂં શું લાવે ?

---

## કડવું ૮. રાગ કેદારો.

મેહેતો માણસ માંહાં કીરતન કરે ભરોસો ભૂધરનો ધરે.
ચાર ત્રણ બે વેદનાં પાત્ર આવ્યા વિપ્ર; સાથે બહુ છાત્ર.
સૂણવા આવી બહુ સુંદરી કર જોડીને કહે 'જે હરિ!'
પૂરણ પુણ્ય કરી અવતરી, આ જો મેહેતાની દીકરી.
ચીર પેહેરશે આખું ગામ, એકવાર લેશે હરિનું નામ.
તુલસી દલ ને શાલગ્રામ રામ રોકડો ગાંઠે દામ.
સહુએ કેહે છે છાનાં રહો વૈષ્ણવની ગતિ તમો નવ લહો.
મેહેતાને માથે શ્રીહરિ, તમે શું સમઝો સુંદરી ?
કરજોડી કરશે વીનતી રીધ પ્રકટ થાશે અણુછતી.
વામા વૈષ્ણવને શો વાંક દૈવે દંડ્યા લેહે છે રાંક.
પંડિત વ્યંગ વચન ઓચરે, સૂણીને દીકરી દુઃખ મન ધરે.
નિર્ધન નાગરને બહુ પાપ શાને અહીં આવ્યોરે બાપ.
નીસાસા મૂકે ને રૂએ કપટી બેઠા કીરતન જુએ.
મસ્તક ધુંણે ને મુખ હસે મેહેતાને મન રુડું વસે.
'જે જે કૃષ્ણ!' વાણી ઉચરે ગાઢે કરી કંઠે કર ધરે.
મેહેતો ગાન કરે રસ પુષ્ટ, હાસ્ય વચન બોલે સહુ દુષ્ટ.
મેહેતાના મુખની વાણી જેહ પતિતને પાવન કરે તેહ.
કેટલા સાધુ સૂણે ધરી કાન તેહેને પ્રસન્ન હરિ કૃપાનિધાન.

દ્વેષીજન બેઠા ઠગ કરે કૌતુક કુંઅરબાઇને સાસરે. ૧૯
કુંઅરબાઇ મનમાં આવરે પિતા આવ્યું તમને નવ ઘટે. ૨૦
ગાન કરો ને ન મળે ધંન સાસરિયાં કહે કઠણ વચંન. ૨૧

## કડવું ૯. રાગ સામેરી.

આંસુડાં ભરતી આંખ રાતી કુંઅરબાઇ કહે વાણી,
વૃદ્ધ થયા પણ પેર નાગરની તાત તમે નવ જાણી. ૧
ગાઢે ગાન કીધે શું થાયે? માંમેરા વીણ તાત.
શિખામણ મેં ઘણીએ કહી પણ મનમાંહાં નાણી વાત. ૨
પુત્રી! કાં મન ચિંતા કરાંછાં મામેરૂં મહાપ્રભુ કરશે.
કષ્ટ મ પામીશ કુંઅરબાઇ, દુઃખ દામોદર હરશે. ૩
આપણે માથે સમરથ મોટા લક્ષ્મીજીનો નાથ,
મામેરૂં પેહેરામણી પુત્રી! લખી લાવો સહુ સાથ. ૪
સગાં સહુ સાસરિયા કેરાં, પ્રીતિવાળાં પાડોશી.
કુંઅરબાઇ કો રખે વીસરે સાજન ડોસા ડોશી. ૫
કામકાજ કરતાં જે ઘરનાં કણબી માણસ માળી.
ભાઇ ધોબી સ્વજન સંબંધી પશુ તણા રખવાળી. ૬
સ્નેહી જે કો કુંઅરબાઇનાં જેહેવું આપવું જેહેને,
તાહારી ઇચ્છા હોય જાંહાં જેહેવી સંભારી લખાવજે તેહેને. ૭
સોનું રૂપું રોકડ લખાવે, ખાંત રખે મન રાખે,
સાવધાન થઇને સહુ સંભારજે નહીતર મેહેણું રેહેશે ભવ આખે. ૮
લાડે કુંઅરીનાં આંસુ લોહ્યાં શીશ ફેરવ્યો હાથ,
દીકરા તું કાં દુઃખ મન ધરતી તાહારે માથે છે શ્રી નાથ. ૯
કુંઅરબાઇને ધૈર્ય જ ઉપન્યું આવ્યો રૂદે વિશ્વાસ;
પ્રેમ સહિત મંદિર માંહાં જેને બોલ્યાં વચન પ્રકાશ. ૧૦
સાદ કરી સાસરિયાં તેડયાં, સમીપ સહુકો આવો,
માંમેરૂં મોટા ઘર કેરૂં સાસુજી લિખાવો. ૧૧

### વલણ.

લખાવો સાસુ સ્નેહ સું જે ઘટે પેહેરામણીની રીત,
પિતાજી પૂરી પાડશે જેહેને સામળિયા સું પ્રીત. ૧૨

---

### કડવું ૧૦. રાગ સામેરી.

મુખ મરડીને સાસુ બોલ્યાં વામા કરો વિશ્વાસ, વહુજી,
કાગળનો કથલો તો કીજે જો નાની હોય આશ, વહુજી. ૧
આશ્ચર્ય ભરી મુખ નણુદલ બોલી, લખાવતાં શું જાય, માડી,
કટકો કાગળ ખરચ થશે કાંઇ અધીક ઓછું નહી થાય, માડી. ૨
વડસાસુ કેહે રેહેરે છાની, હું રે લખાવું લેખત્ર, વહુજી,
તે કાગળ મેહેતાને આપજો વિગતે કરીને વિશેક, વહુજી. ૩
લખો પડીકાં કુંકમકેરાં પટોળાં પાંત્રીસ. વહુજી.
નારીકુંજર નાનાવિધનાં આપશે શ્રી જગદીશ, વહુજી. ૪
રેંટા શણિયાં સાળુ સાવટુ, છાયલ લખો સેં સાત, વહુજી.
પામરી પટકા ને પછેડી, બહુ મૂલ્ય સુંદર ભાત, વહુજી. ૫
ચોક લખો દશ થરમા કેરી, ચોલેરા પંચાસ, વહુજી.
કમખા કપડાં ઘણેરાં જોઇએ લોક કરે સહુ આશ. વહુજી. ૬
સહસ્ર મોહોર લખો સુનાની, શ્રીફળ લખો સેં સાત, વહુજી.
બીસ મણ વાંકડિયાં જોઇશે, મળશે નાગરી નાત, વહુજી. ૭
ખીરોદક મસરૂ ને મોળિયાં, મગિયાં અમરી ઘાટ, વહુજી.
તાજાં ટબક ને રંગે રૂડાં નિરખી લેજો વાટ, વહુજી. ૮
જેહેને જે જોઇયે તે લખાવ્યું, એટલું જોઇશે આજ, વહુજી.
પછે પોસાઓ તેવું કરજો જ્યમ ઘરની રેહે લાજ, વહુજી. ૯
જો મેહેતાને માથે પ્રભુ છે તો તે શાહાનો વાંક, વહુજી.
લખ્યા થકી રૂડેરૂં કરશે જોતાં આડો આંક, વહુજી. ૧૦
નણદી કહે સહુ સમઝી લખાવ્યું, મેહેતો ચતુર સુજાણ, વહુજી.
લખ્યાથી એ ભિયા નહી ચૂકે, મોટા લખો હવાં બે પાહાણ, વહુજી.

### વલણ.

કહ્યા પ્રમાણે સહુ લખ્યું ને હસિયો સઘળો સાથ.
કુંઅરબાઇએ કાગળ લૈ આપ્યો પિતાજીને હાથ. ૧૨

## કડવું ૧૧. રાગ રામગ્રી.

નાગર રૂપમનોહર રસિયા, પરસ્પર તાલી દૈને હસિયા. ૧
ચંદ્રવદની તે હસતાં રાજે, ઉપમા જે કહીએ તે છાજે. ૨
શું અમરપુરી છે એહ, નરનારી નરખે નેહ. ૩
કો છુટી વેણીએ દોડે, પયપીતાં અપત્ય ત્રછોડે. ૪
કો કરગ્રહી ગુંથતી વેણી, ઉપમા અદ્દભુત મૃગનેણી. ૫
કોહોને ચાલતાં ચુડી ખલકે, જોતાં માહા મુનિનાં મન ટળકે. ૬
ઝણઝણ ઝાંઝરિયાં વાગે, સૂણી, સુતો રતિપતિ જાગે. ૭
જે કૃષ્ણ! કહી કરજોડે, શીશ ધુણે ને મોહો મચકોડે. ૮
કોયનું ખસતું ઓઢણું શીશ નેત્ર ચઢાવી મા કરે રીસ. ૯
સુખણી !" અવળી થઈ સાડી, સમું ઓઢ એમ કહે માડી. ૧૦
હાર મુક્તાફળના ત્રૂટે, કટી થકી પાલી છૂટે. ૧૧
એક શરૂએ સ્વરે કરે સાદ, સોહે નવલ વીંછિયા નાદ. ૧૨
પૃથુ શ્રોણી પગ ભરંતી ચાલે કૌતૂક કોટિ કરંતી. ૧૩
ઉન્મત્ત ઉર અતિ શોભે, કો કોહોને કાજે ન થોભે. ૧૪
મેહેતાજી કરે માંહાંમેરૂ, માહારે મન ગમતું જે પેહેરૂં. ૧૫
વ્યંગ વદે મુખ વાણી ગૃહશાળાએ ભીડ ભરાણી. ૧૬
ઝાઝાં કુંકમ મેહેલ્યાં છે ઘોળી, તાંહાં નાગરની મલી ટોળી. ૧૭
હાથ સાન કરે મુખ વારે, મેહેતો શામજીને સંભારે. ૧૮
છેડેથી છોડી એ તાલ, મેહેતે ગાજી કહ્યું ગોપાળ. ૧૯
હાં હવડાં છાબ ભરાણી, એમ વ્યંગ વદે સહુ વાણી. ૨૦

### વલણ.

વ્યંગ વચન સહુ કો કહે, મેહેતે ગ્રહી જેવારે તાલ,
કાગળ ધર્યો છાબમાંહાં તેવારે, ઊઠયા શ્રીગોપાળ. ૨૧

## કડવું ૧૨. રાગ ધનાશ્રી.

ઊઘ્રકી ઊઠિયા વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરૂડ ક્યાં વદત વાણી,
ચાલ ચતુરા ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નિંદકે માહારી
ગાત ન જાણી. ઉ. ૧
જણ ઘણા ઠગ કહે ગયા વિના નવલહે,રીધિસીધિ આગળ કરીને ઊજાઓ,
નરસૈંગો નાગરો ભક્ત માહારો ખરો, છાબ તાંહાં જે
ભરો શીઘ્ર થાઓ. ઉ. ૨
સાવટુ સૂત્ર પટકુળ શુભ જરકશી, રંગ નાના તણી રેલ વાહો,
આપણો નાગરો, હાથ મસ્તક ધરો, હેતે કરીને તેહેનો હાથ સાહો. ઉ. ૩
દેશ પરદેશની ભાત જે જે ભલી, એકથી એક જે અધિક જાણો,
સ્વપ્ને જે નવ મલે નામ કો નવ કળે, અંગ આળસ તજી તેહ આણો. ઉ. ૪
હેમ હાથસાંકળાં, નંગ નિર્મળ ભલાં, સરસ શૃંગાર જે શ્રેષ્ઠ સારો,
રીત ને ભાત રોકડ રખે વીસરો, થાય સર ઉપરો દાસ માહારો. ઉ. ૫
છાબ મંડપ ધરી મેહેતો મુખ કહે હરિ, કુંઅરી કમળા ! જૈ રાખ રોતી,
ભક્તનો ભાવ પૂરણ કરો ભામની, સરસ સીમંતની રીત સોતી. ઉ. ૬
ભક્તને અર્થે વૈભવ માહારે સદા, ધરતણી ધરૂણી તું રે રામા,
એવું કહી શીઘ્ર આવી ઊભારહ્યા, વિશ્વ સહુ ઠગ કહે જુઓ રે કામા. ઉ. ૭
અમર અજ ઇન્દ્ર જે સ્વપ્ને દેખે નહી માગ્ય મુખ બોલતા વેગે વાણી,
નરસૈંઓ નાથ લક્ષ્મી સહિત આવિયો, અણગણી ગાંઠડી
સંગ આણી. ઉ. ૮

---

## કડવું ૧૩. રાગ મારૂ.

મંડપ માહે થયો ઝાતકારજી, દોશીવેષે આવ્યા મુરારજી. ૧
રથથી ઉતર્યા શ્રીચક્રપાણિજી, સાથે સોહે શ્રી રમા રાણીજી. ૨
આવતા જોઇને મેહેતો ઊભા થાયજી, પ્રભુને ભેટી લાગ્યા પાયજી. ૩
દોશેણ આવ્યાં મંદિર માહેજી, કુંઅરબાઇને કરવા સહાયજી. ૪

કૃપા કરીને રૂદયા લીધીજી, પુત્રી ! તેં કાં ચિંતા કીધીજી. ૫
મેહેતા સરખો તાહારે બાપજી, તો તે શાહાનો તાહારે સંતાપજી. ૬
લખ્યાથી આધકું લાવ્યાં અમોજી, વળી જે જોઇએ તે માગજો તમોજી.૭
કુંઅરબાઇ વિચારે મંનજી, મેહેતાહેતે આવ્યા ભવંનજી ૮
દોશી રૂપે વૈકુંઠ રાયજી, આવિયાં તે નિશ્ચે લક્ષ્મી માયજી. ૯
ચરણે નમિયાં જોડી હાથજી, શિર કર ફેરવ્યો દોશેણુ માતજી. ૧૦
કુંઅરબાઇ હરખ્યાં અપારજી, પિતા માહારો કારણ અવતારજી. ૧૧
મંડપમાંહે દોશી થઇ બેઠાજી, ત્રણભવનમાં એહેવો નવ દીઠાજી. ૧૨
મેહેતા ઉપરે ઘણું પ્રસન્નજી, લ્યો મેહેતાજી જે ગમે મંનજી. ૧૩
આપવા બેઠા જુગદાધારજી, વસ્ત્રતણા વાળ્યા અંબારજી. ૧૪
ભાત્ય ભલી જે લખી નવ જાયજી, દીઠે નરનારી મન લલચાયજી. ૧૫
અંબર અવનિમાંહાં ન સમાયજી, કવિ એક જીભે શું ગાયજી. ૧૬
પાઘડી ચીરા ને શીરબંધજી, પટકા દીઠે થાય આનંદજી. ૧૭
સુથણાં સાવટું સુંદર ભાતજી, થરમા પામરી કસમેરી જાતજી. ૧૮
મસરૂ અલાયચા બાસ્તા સારજી, કમરવેલી શેલાં અપારજી. ૧૯
મુકટા શણિયાં ઢટ્ટી લાલજી, મૂલ ન જાણે દોશી દલાલજી. ૨૦
સાહેબી સુસી ચકલા અનેકજી, ધોતિયાં પોતિયાં દોરિયા વશેકજી. ૨૧
ચીર પટોળાં પીતાંબરજી, ચુનડી કલઘેર નીલાંબરજી. ૨૨
ટુકડી અનોપમ ને શુભ જામાજી, બાદલાઇ કીરતાં સજોની કામાજી. ૨૩
વીજાપુરી અતલસ જુઓની રામાજી, જુની બાદલાઇ શુભ શામાજી. ૨૪
રૂડા કીનખાબ ને પઠાણીજી, કર્ણાટકી તુરત ક્યાંહાંથી આણીજી. ૨૫
છીટ આહાવી સ્વપ્ને ન જાણીજી, બુટીદાર જુઓ બાઇ પાણિજી. ૨૬
દુબણીઆં ને દોરની સાડીજી, તાસ દુમાસ ને ખીટલિયાડીજી. ૨૭
ત્રપડો ગજીયો જુઓ માડીજી, નાટી નીજામપુરી ક્યાંહાંથી કાડીજી. ૨૮
ભારે મૂલ તણા ભરચીજી, ગોરે ગાત્રે ખરા રહે ખુંચીજી. ૨૯
આ એજદી ક્યાંહાંથી કાઢયાજી, ત્રીઠલજીને નવ લહે વાઢયાજી. ૩૦
સાડી સરસ ગોદિયાં કેરીજી, બાંધણાં જોની જૈને આઘેરીજી. ૩૧

ઘાટડી ચોળી ને બહુ ચીરજી, દોશી થૈને બેઠા જદુવીરજી. ૩૨
શ્રીફળ સોપારી ને નંગ નાંણુજી, કોઠિ જીભે કહી નવ જાણુંજી. ૩૩
સુનાનાં દડબાં દિવ્ય પ્રૂઢજી, ચોંપે લાવ્યા ગરુડારૂઢજી. ૩૪
અંતરખથી દેવતા નિરખેજી, વિસ્મે પામીને સહુ હરખેજી. ૩૫
કુંઅરબાઇ મંડપમાંહાં માહાલેજી, મેહેતો આપે મોહોસાળુ વાહાલેજી. ૩૬

### વલણ.

વાહાલે મેહેતો મોહોસાળુ આપે, સાન્નિધ લક્ષ્મીનાથ;
મન ગમતાં ને મનમાન્યાં, પેહેરે સઘળો સાથ. ૩૭

---

## કડવું ૧૪. રાગ ધનાશ્રી.

મેહેતો બોલ્યા મુખ વાણી, કુંઅરી તેડો ગોર ગોરાણી. ૧
આપો અમરી ને પટોળી, પૂજી પ્રેમે ચરણા ચોળી. ૨
સાદ કરો શુકલ ને શુકલાણી, પાગ પખાલી શીશ પરો પાણી. ૩
નાતનાંને રૂડી આપો સાડી, પૂજી પીયળ કરીને માડી. ૪
પૂજો પ્રોહોણા દેશ વિદેશી, વિપ્ર વેદિયા નગરનિવાસી. ૫
વસ્ત્ર જણ જણ પ્રત્યે આપી, યથાજોગ્ય લઘુગુરુ માપી. ૬
તેડો સાસુ ને જેઠ જેઠાણી, સાડી સરસ શુદ્ધ પઠાણી. ૭
માહાલણદે વરની જે માડી, ગરવી પેહેરે દખણની સાડી. ૮
જોડે લ્યો પુત્રી! બે થરમા, સસરાને સોંપો લૈ કરમા. ૯
સરસ શોભીતો જામો, જામાત્રને અંગે સુ ખામો. ૧૦
હાર એકાવળ મોટાં મોતી, કંઠે ધર કુંઅરી શું જોતી. ૧૧
આ બે મણિ સુંદરજીને કાજે, પ્રેમે મોકલ્યા શ્રી માહારાજે. ૧૨
સસરા સાસુની જે માડી, આપ કુંઅરી ઉત્તમ બેસાડી. ૧૩
આંખે આંસુ ભરે એ ખુંધી, કૈ તકે ગૃહશાળા રૂંધી. ૧૪
દંપતી દીયર ને જેઠ જેઠાણી, અદભુત રંગ પટોળી દો આણી. ૧૫
દિવ્ય દીપંતા દુશાલા, આપો વજેબાઇના સુત વાહાલા. ૧૬
સાદ કરો નણદ નણદોઇ, આપો વસ્ત્ર અનોપમ જોઇ. ૧૭

નણુદતણા કુંઅર જે નાહાના, બાદલાઇ ચીરે રેહેશે છાના. ૧૮
તેડો માસીજી ને માસો, સાડી સરસ, ભરૂચી ખાસો. ૧૯
ઊભાં કાકીજી ને કાકો, આપો જ્યમ જુગમાંહાં રેહે સાખો. ૨૦

## કડવું ૧૫. રાગ ધનાશ્રી.

પુત્રી! સાદ કરીને ત્રેવડો મામીજી ને મામો,
સાસુજીને પૂછી પ્રેમસુ પ્રથમ મસ્તક નામો. ૧
ફોઇ ફુઓ વૃદ્ધતાત ને આપીને દો માન,
કોહોને આપવું ગાઢે પૂછો, જે થોડું સાંભળે કાન. ૨
નાહાનાં મોટાં સગાં સમંધી, પ્રિયજન ને પાડોશી,
કુંઅરબાઇ કો રખે વીસરે, સાજન ડોસાડોશી. ૩
પીતાંબર પેહેરીને પાંખડી, હીંડે મોડામોડય,
નાહાની વહુને નારીકુંજર, સોહે સરખી જોડય. ૪
કુંઅરબાઇ કલઘેરની સાડી, ઘેડ ઉકેલી જુએ,
કટિધરતાં કટાક્ષ સુ નિરખે, રતિપતિ મન મોહે. ૫
લાડકુંઅર જે લખણવંતી, અંબર ગ્રેહે આઘેરી,
રખે અંગ ઉઘાડું દેખે, હેડા સાથે હેરી. ૬
લાછબાઇને લાખી તાસ્તો, જીવવહુ ઝુના સાડી,
માહારા સમજો મુખ ના કહો, તો તાતજી કેહે ત્રાડી. ૭
રાજબાઇનું રૂપ નરખતાં, મોહે ત્રિભુવન નાથ,
મરકલડે મેહેતાજી આગળ, ઓડે આવી હાથ. ૮
ફુલબાઇ ફુલી મંડપમાંહાં, છોરી છોડે ચીર,
બુટીદાર દેખીને બાઇયાં, સંભારે જદુવીર. ૯

### વલણ.

યદુવીર ચીર પૂર્યાં ઘણાં, ખુટે નહી ભંડાર,
મેહેતા કારણ લોક સરવને, મીલ્યા વિશ્વાધાર. ૧૦

## કડવું ૧૬. રાગ દેશાખ.

ભામની ભાવતી મધુર ભાખતી, મૃગાવતી કહે વાણીરે,
જગન કુંઅરી કહેજોરે, કમળા આ અંબર તું પાણિરે. ૧
ઉધોતકુંઅર આનંદ પામી, માનબાઇ મને ફુલીરે
ચાંપાં ચિત્ર લખી સી નિરખે, મોટી સુધબુધ ભુલીરે. ૨
લાખેણી લટ મૂકી મુખપરિ, મરકલડે મૃગનેણીરે,
મકરધ્વજ સરખો મોહ પામે, નાગ ફણા તુલ્ય વેણીરે. ૩
લોચન ઉપરિ લટ લલિતાની, નાગિણ સરખી લળકેરે,
લોકીક પુરૂષતણું શું લેખું, મહા મુનિનાં મન ટળકેરે. ૪
હસવું કેહેવું સૂણવું રમવું, કૌતક કેરી કોડયરે;
સ્વર્ગભુવન સરખું કહીએ તો, કવિને મોટી ખોડયરે. ૫
સ્વર્ગથકી સહસ્ત્રગણી શોભા, ભૂતળ ઉપર ભાસીરે,
લાડ પાળવા લખમી સાથે, જાંહાં આવ્યા અવિનાશીરે. ૬
માંધરોલ માંહાં મોટા મહાજન, શેઠ સંઘવી શ્રીપાલરે;
મોહન મહેતો પુંજો પારખ કીધા ઝાકઝમાલરે. ૭
દેપો દોશી ને સુરો સુની, ગણજી ગાંધી આવેરે
સ્નેહી જે સસરાજી કેરા, સંભારી તેડાવેરે. ૮
કાહાનો કણબી ને ધોલી ધોબણ, મોટી માલણ ડાહી,
નાહાનો નાપીક ઉભો નિરખે, કરમાંહાં વીજણો સાહીરે. ૯
તેજપાળ તંબોળી તેડયો, ઉભા શારણ શેઠજીરે,
મેહેતાને મુખે ના ન નીસરે, લહી વીઠલની વેઠરે. ૧૦
પાણીહારી પુરીને આપો, નૂતન રંગની નાટીરે,
ભાટ રખે કો એક વીસરે, ગુણી પ્રગત હોય ધાટીરે. ૧૧
ટોળાં સરવ ગાંધ્રવનાં તેડયાં, માંડયું હરિગુણ ગાનરે,
પ્રેમેસુ પટકુળ પામરી, આપે શ્રી ભગવાનરે. ૧૨
અશ્વતણા રક્ષકને તેડયો, દળનારી ને દાસીરે;
કરમશી કુંભાર સાંચર્યો, આપે શ્રી અવિનાશીરે. ૧૩

કર જોડી જેણે જે માગ્યું, તેહેને તે આપ્યું સારજી,
કારીગર કો નવ વીસરે, પશુ તણો પીંડારરે. ૧૪
આપતાં ખુટે નહી વસ્ત્રતણો અંબાર,
મેહેતેજીએ કૃપા કરી તે, વેહેચી આપ્યાં નગર મુઝાર. ૧૫

વલણ.

નગર આખે વેહેચી આપ્યાં, સહુના પૂરી કોડજી;
મેહેતાને શીર હાથ ધરીને, શ્રી સાહત પધાર્યા રણછોડજી. ૧૬

### કડવું ૧૭. રાગ ધનાશ્રી.

ચતુરભુજ ચોખે વિખાણ્યં, મેહેતાજીનું મંન,
ઝંડ ને ઝાં દવે ત્રવાડી, કેહે જીવતવ્ય ધંન. ૧
પ્રાગજી પારધી એમ કેહે, મેહેતા મોટી વાત,
વીસ્મે પામ્યા વામન વ્હોરા, સ્વેદ ભરાણું ગાત્ર. ૨
ત્રૈલોચનં ત્રવાડી બોલે, પંચોલી પ્રત્યે પ્રીત્ય,
સ્વરગથી શોભા ઘણીએ લહી રસિકની રીત્ય. ૩
દૂધો દવે ને રામો રાવળ, જસવંત જાની જોડય;
કેસવજી કરોતિયો તાંહાં, હસી હાર્યા હોડય. ૪
પાઠક પોઠા પ્રસન્ન થઇને, વદે મુખથી વાણ્ય;
વ્યાસ વાસણ વિલોકતાં, કેહે વૈષ્ણવને શી તાણ્ય. ૫
કાહાનજી કણસાગરો, ને ભાટ ભીમજી નામ,
પીતાંબર પંડયો નવ પ્રીછ્યા પ્રભુજીનાં એ કામ. ૬
અષ્ટાદશ અભ્યાસી અદભુત બ્રહ્મ વિદ્યાના જાણ,
વ્યાકરણી વેદિયા વૈદ જોશી વિશ્વે કીધું વખાણ. ૭
વૈરાગી વિષ્ણુદાસના એ દાસ નામે શીશ,
વૃદ્ધવામા વારણે જાય, દેતી બહુ આશીશ. ૮
ભવ્ય વસ્ત્રે ભરી ભાવે, સંતોખ્યા સહુ લોક,
કલ્પતરુ થૈ કુંઅરબાઇ, શમ્યા સઘળા શોક. ૯

કાપડું એક વીસર્યું તેની વિશ્વે જાણી વાત,
કૃષ્ણજીએ કાપડાંનો, વરસાવ્યો વરસાત. ૧૦
નરનારી સહુ વીસમે પામ્યાં, વરત્યો જેજેકાર.
પ્રેમ આણી યોગ્ય જાણી, કીધો મેહેતાને નમસ્કાર. ૧૧

વલણ.

નમસ્કાર કીધો લઘુ ગુરુએ, કહે મેહેતો ધનધન;
નાગર નાત્યમાંહાં પ્રકટ થઇને, કીધું જક્ત પાવંન. ૧૨

---

## કડવું ૧૭. રાગ ધનાશ્રી.

કુમકુમ કેસર ઘોળિયાં ને વરત્યો જેજેકાર,
છેલ છબીલી છાંટે છરકે, શોભાનો નહી પાર;
વૈષ્ણવે જીત્યું રે જીત્યું, હાર્યા હરિના દ્વેષી, વૈષ્ણવે૦ ૧
મેઢિ મનોહર ગાન કરે ને વાજે બહુ નિશાન,
ટીલાં ટપકાં ચોખા ચાંદલા, માહા સંતોષ મુખે વખાણ, વૈષ્ણવે૦ ૨
ગીત ગુરુવાણી સાહામા સાહામી સીમંત કેરાં ગાય,
લલિતા લાજ મૂકી લોકની, આનંદ ઉર ન માય, વૈષ્ણવે૦ ૩
શ્રીફળ ને પુંગીફળ તાંબોલ, ફળનો આડો આંક,
અલેહેતા અપરાધી પાપી, હરિજનને કહે રાંક, વૈષ્ણવે૦ ૪
ચાર બેદની આશિષ ઉત્તમ, વદે વિપ્રનાં વૃંદ,
વૈકુંઠથી શોભા અતિ વાધી, છૂટે નાના છંદ, વૈષ્ણવે૦ ૫
આઠ ચાર ને નવ નીમેષ, ન મેહેલે ચરણ નિવાસ,
તે હરિનો જે આશ્રે કરે તે, દુઃખ કયમ પામે દાસ, વૈષ્ણવે૦ ૬
ઉપમા એક જીભે શી કહીએ કોડે કહી નવ જાય,
મેહેતાજી માંહાંમેરા વેલા, નરખે વૈકુંઠરાય, વૈષ્ણવે૦ ૭
રીતભાત પરીપુરણ કરીને. મેહેતો થયા વિદાય,
મોટા નાગર બ્રાહ્મણ માહાજન, પુંઠે વળાવા જાય, વૈષ્ણવે૦ ૮

ાછા વાળ્યા પુરવાસીને આગળ કીધો પોતાનો સાથ,
હોતોજી જુનેગઢ પધાર્યા, ભજતા ત્રિભોવન નાથ, વૈષ્ણુવે૦ ૯

ંવરબાઇ પર સાસરિયાં સહુ, સદા રેહે પ્રસન્ન
હેતાજીની મામ દીઠી, પછે સહુકો રાખે મંન, વૈષ્ણુવે૦ ૧૦

ાંહાંમેરા મેહેતાતણુાનો, કહ્યા યથા બુદ્ધિ વિસ્તાર,
ાવે કરીને સાંભળે તે, છૂટે ભવ સંસાર, વૈષ્ણુવે૦ ૧૧

ંવત સત્તર આઠ અભિનવો, ચૈત્ર વદિ શનિવાર,
ાપ હરણ તેરશને દાડે, પુણ્ય તણો નહિ પાર, વૈષ્ણુવે૦ ૧૨

ુણે ભણે ને ગાય શીખે, સ્થિર રાખીને મંન,
ષ્ણુવના યશ રસનાએ ભાખતાં, પ્રભુજી થાય પ્રસન્ન, વૈષ્ણુવે૦ ૧૩

ારિ ભક્તનો મહીમા અદભુત, કહ્યો ન જાય લેશ,
ાવિંદ કૃપાએ ગ્રંથ બાંધ્યો, પ્રેમે પાટણુ દેશ, વૈષ્ણુવે૦ ૧૪

ાાર પદારથથી ભક્તિ ન્યારી, સ્નેહે હરિ વશ થાય,
ન્દ્ર અમર અજ અણુ ન જાણે, જાની શું જશ ગાય, વૈષ્ણુવે૦ ૧૫

ઇતિશ્રી મ્રાંહાંમેરા ચરીત્ર જાની વિશ્વનાથકૃત સંપુરણુ. શ્રી, શ્રી.



# અથ હારમાળા પ્રસંગ.

## રાગ સામેરી.

મહત ચરીત્ર મેહેતાતણું, હવાં તેહેને ભાવે ભણું, ૧
સહુ દેખતાં આપ્યો હરિ હાર, તેહેનો સાંભળો પ્રકાર. ૨
જુનાગઢ નગર મુઝાર, વાધી ખ્યાત મેહેતાની અપાર. ૩
મોહોસાળું કીધું ચક્રપાણિ ઘેરઘેર ચાલી તે કાહાણી. ૪
સૂણી જશ મેહેતાનો વારૂ લોક આવે દરસન સારૂ. ૫
કેટલા દુરબુદ્ધિ ધરતા, અજ્ઞાની નિંદા કરતા. ૬
જેહેને મંન નહી વિશ્વાસ, તે હરિ ભક્તનું કરે હાસ્ય. ૭
આનંદી સદા ભક્ત જંન, પ્રાણી માત્ર ઉપર પ્રસન્ન. ૮
પુર માહે એક ઉત્તમ ઠામ, જે દામોદરજીનું ધામ. ૯
હરિમંદિર શોભા છાજે જાંહાં સ્વે દામોદરજી વિરાજે. ૧૦
તાંહાં સેવા ચાલે રાજરીત, બંદીજન ગુણી ગાય ગીત. ૧૧
નિત્ય દરસન પામે સહુ લોક, તેણે ન મળે કોહોને શોક. ૧૨
રાજદ્વાર મંડલીક કેરૂં તાંહાંથી સમીપ છે દેહેરૂં. ૧૩
નરસૈં મેહેતો વૈષ્ણવરાજ નિત્ય આવે દરસન કાજ. ૧૪
કર માહે ધરે બેહુ તાળ, ગાતા આવે ગુણ ગોપાળ. ૧૫
સાથે સોહે વૈષ્ણવની ટોળી, બીજી સખી સકળ મન ભોળી. ૧૬
લીલા રૂપનું ધ્યાન ધરતા, મેહેતો એણીપેર હરિદ્વાર સંચરતા. ૧૭
આવે નિત્ય આથમતે સૂર જેહેને હરદે હરિરસ પૂર. ૧૮
ગાય આરતી આનંદ આણી, રહી સનમુખ શાંર્ગપાણિ. ૧૯
કોટિ છબિ રૂપ છે ઝાતકાર, સેવકે ધરાવ્યા છે હાર. ૨૦
એકઠી થઇ છે બહુ માળ, તેણે શોભે સ્વરૂપ ગોપાળ. ૨૧
મેહેતો આરતી કરી નમે જેવારે, હાર આપે દામોદર તેવારે. ૨૨
તે સંગી મેહેતાનાં નીરખે, મંન મોહે અતિ ઘણું હરખે. ૨૩
હાર આપી ધરે શીશ હાથ, મેહેતો ગાજી કેહે ગોપીનાથ. ૨૪

ગુણ ગાતા મંદિર આવે કંઠ હાર પ્રસાદી સોહાવે. ૨૫
સહુ વિચાર કરતા ચાલે, પ્રભુ પોતે હાર કંઠે ઘાલે. ૨૬
ઘણા કાળ તપસ્યા સાધે, તેહેને એહ પ્રસાદ નવ લાધે. ૨૭
એહેને ચરણ અડકે જેહ, ગર્ભવાસ ન આવે તેહ. ૨૮
આપણે પુજ્યા હશે શ્રીરંગ, તો પામ્યા મેહેતાનો સંગ. ૨૯
એ કો કારણરૂપ કાહાવ્યો આપણે ભાગ્યે આંહાં આવ્યો. ૩૦
મેહેતાજીની મંડળી જેહ, નિત્ય રચના દેખે એહ. ૩૧
મેહેતાને કૃપા અપાર એણી રીતે પામે નિત્ય હાર. ૩૨
વૈષ્ણવ કરે પરસ્પર વાત, અનુક્રમે તે વરતી ખ્યાત. ૩૩
વારતા ચાલી નગર મુઝાર, સૂણી વિસ્મે થયું સહુ અપાર. ૩૪
સહુને મનમાં એહેવો ભાવ, મેહેતો ભવસાગરનું નાવ. ૩૫
એહેને સંગે પલક જો રહીએ તો સદ્ય કૃતારથ થઇએ. ૩૬
ઠામે ઠામ લીધી સંભાળ, એથી અળગો નથી ગોપાળ. ૩૭
એહેની ભાભીએ અપમાન દીધું, પ્રથમ તાંહાં થકી ફળ સીધું. ૩૮
એહેને ન્યાતે વાર્યો જેવારે, બે રૂપ દેખાડયાં તેવારે. ૩૯
જે ભોજન સમે સહુએ હઠ કીધો, તો તાંહાં પ્રભુએ દંડ દીધો. ૪૦
લોકે પ્રાહુણ સંત પધરાવ્યા, તેવારે હરિ પોતે સામગ્રી લાવ્યા. ૪૧
પાણી માગ્યું તે વાત ન જાણી આણી પાયું શ્રી ચક્રપાણિ. ૪૨
હુંડી મિષાંતરે હસિયા લોક, તો પામ્યા રૂપૈયા રોક. ૪૩
પુત્ર પરણાવ્યો તે પ્રસીધ, હરિલીલા તાં બહુ સમ્રિદ્ધ. ૪૪
મોહોસાળું પુત્રીને કીધું કોહો કરજ ક્યાંહાંથી લીધું. ૪૫
એ તો નિશ્ચે પ્રગટયો દેવ, એહેની ભાગ્યે પામીએ સેવ. ૪૬
એહેવી સાધુએ વાત વિચારી, મેહેતાની કીરત વધારી. ૪૭
અનુક્રમે મેહેતાની ખ્યાંત, સૂણી આછર્યવંત જે જાત્ય. ૪૮
દ્વેષી જનને દ્વેષ આવ્યો એ તો પાખંડ સિદ્ધ કેહેવરાવ્યો. ૪૯
માહા મોટા વેદાંતી જેહ, અહંકારે આવર્યા છે તેહ. ૫૦
હાર પામ્યાની વાત જાણી, બોલ્યા મછરવંત એમ વાણી. ૫૧

જેહેનો વેદ ન જાણે પાર, તે કલિમાંહાં ન મીલે નિરધાર. ૫
તે મેહેતાને હાર ક્યમ આપે, કલિમાંહાં દૈવત નવ વ્યાપે. ૫
જેહેને અધીન શાસ્ત્રપુરાણ, સંશે માંહાં એ પડિયા પ્રાણ. ૫
યોગી તપેશ્વર સહુ સંન્યાસી તેહને મનમાંહાં આવે હાંસી. ૫
સકળ તીરથ અમો કરિયાં, યાગ, જપ, દાન ક્રમ આચરિયાં. ૫
ભાઇ તે ધર્મ સઘળો ખોટો, પેલો વિષયી નરસૈંયો મોટો. ૫
નાચી કુદીને વાહી રે તાળ, તેણે રીઝયા શ્રી ગોપાળ. ૫
મૂરખ સઘળું થયું આ ગામ, નરસૈંયાને કરે પ્રણામ. ૫
નવ પામીએ લીધે સમાધિ, ક્યમ રીઝે કીધે ઉપાધિ. ૬
વૈરાગી હુતા વળી જેહ ભીમ આદે સઘળા તાં તેહ. ૬
સહુએ ત્રિસમે વાત વિચારી, એક સુઝ અંતર ધારી. ૬
સહુ એકમતો એમ કીજે, એહેની પરીક્ષા કાંઇક લીજે. ૬
જે મંડળિકને એમ કહીએ, અમો તાહારા નગરમાં શું રહીએ. ૬
નરસૈંએ નગરી ભ્રષ્ટ કીધી એહેને શિક્ષા જોઇએ દીધી. ૬
પછે રાજદરબારે સહુ આવ્યા, રાય મંડળિકને મન ભાવ્યા. ૬
વૈરાગી, યતિ સંન્યાસી, બહુ કાળના જોગઅભ્યાસી. ૬
વિપ્ર આવ્યા પુરના વાસી આવી વાત મેહેતાની પ્રકાશી. ૬
રાજા તાહારી નગરી માહે, ઉનમાદ અતિસે થાયે. ૬
એક નાગર નરસૈંયો નામ, તેણે વણસાડયું આ ગામ. ૭
સહુ લોકને ભુર્કી નાંખી, તેહેની આ સભા સહુ સાખી. ૭
ઘેર ઘેર હીંડે છે ગાતો, પરસ્ત્રીને કંઠે બાંહ વાહાતો. ૭
ગાય ઉઘાડો શણગાર, નીરલજ કીધાં નર ને નાર. ૭
કરે એહેવો આંખનો ચાળો, સહુ લોકને લાગે છે વાહાલો. ૭
રૂડાં વસ્ત્ર પેહેરે છે અંગ, પરનારી સાથે રમે રંગ. ૭
એમ કરંતાં બહુ દન વીત્યા, અમો તમને કેહેતા નોહોતા. ૭
હાવું તો વાત ગઇ વાધી, મનમાંહે તો ગાંઠ બાંધી. ૭
પરમેશ્વર એહેને મળિયો, મેહેતો દેવ કરી સહુએ ગણિયો. ૭

નિત્ય આપે હરિ એહેને હાર, દામોદર દેહેરા મુઝાર. ૭૯
એમ ધરમ તણો લોપ થાય, અમે તે દુઃખ કયમ સહેવાય. ૮૦
માટે ભય વચન તેડી ભાખો, એહેને ઉપાધિ કરતો રાખો. ૮૧
માંડલિકે સુણિયું જેવારે, અતિ ક્રોધે ભરાયો તે વારે. ૮૨

વલણ.

ક્રોધ ઊપન્યો મન વિષે, બોલ્યો એમ રાજાન;
હવડાં તેડાવી નરસૈંયાને, શિક્ષા કરૂં આ સ્થાન. ૮૩

---

## કડવું ૨. રાગ સારંગ.

મંડળિક રાજા માહા બળવાન રાજ્યમદ ધરતો અભિમાન. ૧
આવી બેઠો સભા મુઝાર દિવસ પાછલો ઘટી બે ચાર. ૨
પ્રધાન પ્રત્યે વાણી ઊચરી નેત્ર રહ્યાં છે ક્રોધે ભરી. ૩
જુઓ લંપટ નાગર નરસૈં નામ લંપટ કીધું આખું ગામ. ૪
ઘેરિ ઘેરિ હીંડે છે નાચતો લોકથકી એ નથી લાજતો. ૫
પરસ્રીને કંઠે બાહુ ધરે એણી પેરે નાચે કીર્તન કરે. ૬
વિપરીત એક સાંભળ્યું કાન એ ભિયાને વળી મળ્યા ભગવાન. ૭
નિત્ય દામોદર આપે હાર જે ગાતો હીંડે વિષય શૃંગાર. ૮
સંન્યાસી વૈરાગી પુરતણા જેહેને ભજતાં થયા દિન ઘણા. ૯
પાખંડ દેખી લાજ્યા તેહ પ્રભુ મળ્યાનો મન સંદેહ. ૧૦
એણી રીતે જો મળે હરિ તો વેદ મર્યાદા જુઠી કરી. ૧૧
એહેવું જાણી લાવ્યા રાવ કોહો વજીરજી તમારો શો ભાવ. ૧૨
મંદમતિ બોલ્યો પરધાન, મેહેતાનું ઉતારો માન. ૧૩
શ્રીપાત સહુને તેડો આમ, સભામાહે આપો શુભ ઠામ. ૧૪
વૈરાગીને બ્રાહ્મણ જેહ, પંડિત સહુને તેડો તેહ. ૧૫
જો સહુને મનિ છે નિરધાર, જે નરસૈંયાને આપે છે હાર. ૧૬
સભા દેખતાં આપશે હરિ, તો તો એની ભક્તિ ખરી, ૧૭
જો સહુ દેખતાં ન પામે હાર તો એહેને હણવો નિર્ધાર. ૧૮

પ્રધાને એમ કીધો બોધ, મંડળિકને મનિ વાધ્યો ક્રોધ. ૧૯
પ્રધાને કહ્યું તે ખરૂં. આજ પરીક્ષા એહેની કરૂં. ૨૦
અનુચર મોકલ્યા પુર મુઝાર. ફરી સહુ તેડયા તેણીવાર. ૨૧
ક્ષણુ એક માંહાં આવ્યું સહુ મળી. રાજસભા બેઠી મંડળી. ૨૨
યથાયોગ્ય આપ્યાં અસંન. રાજા એમ બોલ્યો વચંન. ૨૩
પ્રધાને જે કીધો વિચાર, તે સહુ પ્રત્યે કહ્યો વિસ્તાર. ૨૪
રાજા પ્રત્યે બોલ્યા વાણુ. ભણ્યાગણ્યા જે શાસ્ત્ર પુરાણુ. ૨૫
સભા માહે જો જડશે હાર, તો મેહેતો સાચો નિરધાર. ૨૬
પણુ યંત્ર મંત્ર કાંઈ એહેમાં મીલે, હાર અણાવે તેહેને બલે. ૨૭
એક હીરની દોરી મગાવો સાર, તેણે અમો ગુંથશું હાર. ૨૮
વેદમંત્ર મુકશું માંહાં ક્ષુદ્ર મંત્ર તાંહા પ્રબલ ન થાય. ૨૯
તે પ્રભુના કંઠિ મુઝાર આંટી ભરાવો તાંહાં દસ બાર. ૩૦
હરિ મંદિરનાં જે કપાટ તે કીધાં જોઈએ સપાટ. ૩૧
તાળુ દૈને મુકો તાંહાં કો જન જૈ ન શકે તેમાંહાં. ૩૨
રાજાએ સહુ મનમાં ધર્યું. કહ્યા પ્રમાણે તે આચર્યું. ૩૩
રાજ સભા માંહાં આવ્યા જેહ, મુખ્ય મુખ્ય નામ કહે છે તેહ. ૩૪
એક પાસ વૈરાગી સનમુખિ તેહેમાં ભીમ નામે તે મુખિ. ૩૫
એક પાસા બેઠા શ્રીપાત, મહા તપેશ્વરી વિખ્યાત. ૩૬
નરસૈં આશ્રમ બેઠા તાંહાં મુકંદઆશ્રમ સમીપ છે જાંહાં. ૩૭
અદ્ભુતઆશ્રમે વાળ્યું આસંન ગોવિંદઆશ્રમ બેઠા પાવંન. ૩૮
અદ્વૈતઆશ્રમ બેઠા બુદ્ધિમાન, કેશવઆશ્રમ ને કૈવલ્ય જ્ઞાન. ૩૯
માધવઆશ્રમ બિરાજે મધ, બ્રહ્મભારતી મોટા સિદ્ધ. ૪૦
શ્રીધરઆશ્રમ ને વાસુદેવ. શિવેશ્વરઆશ્રમ મહાનત બેવ. ૪૧
અચ્યુતઆશ્રમ વિશ્વેશ્વર જાંહાં નારાયણુ આશ્રમ બેઠા છે તાંહાં. ૪૨
દામોદરઆશ્રમ સિદ્ધ કેહેવાય. પ્રસાદપુરી બેઠા સભામહાય. ૪૩
અનેક બ્રાહ્મણુ વિદ્યાવાન. વિદ્યામદે આવરિયું જ્ઞાન. ૪૪
રામાનંદ બેઠા દંડ ધરી, જેહેને વાહાલા પૂરણુ હરિ. ૪૫

અતિ આગ્રહે તેડયા તેહ, દ્વેષ રહિત સાધુજન જેહ. ૪૬
શ્રીધર પંડિત એક માહા ગુણવાન, તેહેને મંડળિકનું બહુ માન. ૪૭
તેહેને વાહાલા વૈષ્ણવ અપાર, રાજાને વાર્યો બહુ વાર. ૪૮
તમો રાજા ! શાહાને હઠ કરો. નરસૈંયો છે ભકતજ ખરો. ૪૯
તે ન સાંભળ્યું રાયે કાન, મહા મદ ધરતો અગનાન. ૫૦
સભા રચી પૂરણ જેવાર મંડળિકે કીધો ઉચ્ચાર. ૫૧
અનુચર પ્રત્યે વાણી કહી મેહેતાને તેડી લાવો અહીં. ૫૨

વલણ.

તેડી લાવો આ સભામાંહાં નરસૈંયાને વેગે કરી,
જોઉ ભક્તિ કેહેવી કાહાવે કેમ મીલ્યા એહને હરિ. ૫૩

---

## કડવું ૩. રાગ વેરાડી કાફી.

અનુચર આવ્યો તેડવાને મેહેતાજીને ધામ.
મેહેતાજીનું સ્વરૂપ દેખતાં, કીધો દંડ પ્રણામ. ૧
કર જોડીને કરી વીનતી, સાંભળીએ હો સ્વામી.
રાજાજી તમને તેડે છે, સભા રચી છે નામી. ૨
બ્રહ્મસભા મેલીને બેઠા તમસુ છે કાંઈ કામ,
વેગે કરી પધારો સ્વામી, રાજા કેરે ધામ. ૩
વૈષ્ણવ વૃંદમાં કીર્તન કરતાં મેહેતે સાંભળી વાણી.
તાલ ગ્રહીને ઉઠયા પોતે, સમર્યા શાંર્ગપાણિ. ૪
વૈષ્ણવ સઘળા વિગ્ર થયા, મનિ શો હશે વિચાર.
જો મેહેતા સાથે વાદ કરશે તો શામજી કરજો સાર, ૫
રાજસભામાંહાં મેહેતો આવ્યા, કરતા જેજેકાર.
ચોહોપાસા બગ પંક્તિ બેઠી મધિ મહેતો ઉદાર. ૬
ક્રોધ કરીને રાજા બોલ્યો, મેહેતા પ્રત્યે વાણી.
નગરલોક મોણું તં લંપટ તે વાત મેં જાણી, ૭

લોકમાંહે વળી વાત ચલાવી જે હરિ આપે છે હાર.
તે દષ્ટે જોયા વિના તુંહને, નહી મૂકુ નિરધાર. ૮
આજની રાતની અવધી કરૂં છું, સભા સમસ્ત આ જાણે,
ચાર પહોરમાંહાં હાર ન પામાં તો, મારૂં નિશ્ચે વ્યાંહાંણે. ૯
સભા સહુ સાંભળતાં રાજા બોલ્યો કઠિણ વચંન.
દુરિજન લોક તે મનમાંહાં હરખ્યા, મેહેતો વદન પ્રસંન. ૧૦
અંતઃકરણમાંહાં એહેવું જાણ્યું, જે હરિને ગમતી વાત.
દુષ્ટ સભા મુખ મર્દન કરીને, ભક્તની વર્તાવશે ખ્યાત. ૧૧
સમઝી અભિપ્રાય પ્રભુજી કેરો, કરમાંહાં લીધી તાળ.
અતિ આનંદે ગુણગાન આરંભ્યું, સમર્યા શ્રીગોપાળ. ૧૨
સંન્યાસી સહુ વિસ્મે પામ્યા, બીહીતો નથી લગાર.
આજ એવડું શું એ હરખે છે, પૂછીએ સમાચાર. ૧૩
ભીમ વેરાગી કહે મેહેતાને એ રીત શી રાખો.
ગાન તાન ને નાટક વિદ્યા એહેનો ભેદ કાંઇ ભાખો. ૧૪
રામ ભજ્યાની એ પદ્ધતિ નોહે, જાંહાં લગી નહી વૈરાગ્ય,
આજ થકી એ મૂકી છાંડો ઊગર્યાનો નથી લાગ. ૧૫

વલણ.

ઊતર્યાનો નથી લાગ નાગર, વિષય ભાવ સહુ પરહરો.
નહીતર જે સિદ્ધાંત મનનું, પ્રમાણ પૂર્વક ઉચ્ચરો. ૧૬

---

## અથ વિવાદવર્ણન.

---

### પદ ૧, રાગ ગોડી.

ભાઇ ! મુંને હરિ જોવાની ટેવ પડી. અંતર ગતિસુ પ્રીત જડી,
માહારા નાથને ન મૂકું એક ઘડી, ભાઈ ! મુંને. ૧
આખા દિવસનો રળી ખપી આવ્યો, ભાભીએ ન મૂક્યું પાણી.
મેં જાણ્યું એ વેરણિ માહારી, ભાભી નોહે પણ ગોરાણી, ભાઇ ! ૨

નામાનાં છાપરાં છાહ્રી ગયો. આપી કબીરને નિર્મળ વાણી.
એહેવું જોતાં મુને શરણ પ્રભુ રાખશે સેવક જાણી, બાઇ! ૩
ધન વૃંદાવન, ધન યમુનાત્રટ, ધન્ય કૃષ્ણ રાધા રાણી,
ભણે નરસૈંયો તે દીઠા નાથ છબીલા શું પ્રીત બંધાણી. બાઇ! ૪

### પદ ૨, રાગ ગોડી.

કોણ છે છબીલો ને કોણ છે નાથ, કોણે મૂક્યો તાહારે મસ્તક હાથ.
તું વિષયરસ માંહાં ભીનો રેહ, હરિ મળવાનો મારગ કેહ, તાહારો કોણ. ૧
લંપટપણું તું મૂકી દે, અને અણુબોલ્યો અધ્યાત્મ ગ્રહે,
સીધો વૈરાગ્યપંથ જો મળે તો ગર્ભવાસનો ફેરો ટળે, તાહારો. ૨
આ સરવ સંન્યાસી કેહે છે તુંને, પછે કહીશ વાર્યો નહી મુને.
ભીમ ભણે નરસૈં કાં ભમે? ગુરુ વિના જ્ઞાન ન આવે કિમે, તાહારો. ૩

### પદ ૩, રાગ ગોડી.

કઠિણ કાર્ય મુને ભાભીએ દીધું રીસાવી ગયો વન મુઝાર.
તીવ્ર તપ મેં વનમાંહાં કીધો. પ્રસન્ન થયા મુને શ્રી ત્રિપુરાર, કઠીણ. ૧
ભોળા શંકર પ્રસન્ન થયા ને, મસ્તક આવી દીધો હાથ.
સોળ સહસ્ત્ર ગોપી સુ રમતાં રાસ દેખાડ્યો વૈકુંઠનાથ, કઠીણ. ૨
હેત કરીને મુને શિક્ષા દીધી કૃપાનાથ હૈમયાભરતાર.
નરસૈંયા તું લીલા ગાજે જે કીધી કૃષ્ણ અવતાર, કઠીણ. ૩

### પદ ૪, રાગ ગોડી.

આમે કળજુગના લોક વિષયી તે માંહે તું વિષે ગાય.
કૃષ્ણે કીધું તે આપણ ક્યમ કીજે. પ્રભુ મોટા વૈકુંઠ રાય? આગે. ૧
કૃષ્ણે જોની ગોવરધન ધરિયો તે, આપણે ક્યમ ધરાય?
કૃષ્ણે જોની કાલિનાગ નાથ્યો તે, આપણે ક્યમ નથાય. આગે. ૨

થા સંન્યાસી. જે રહે કાશી. ભલો હોય તો નિર્ગુણ ગ્રહે,
ભીમ ભણે કહ્યું કર માહારૂં. ગર્જના કરી મુખિ રામજી કેહે, આગે. ૩

## પદ ૪, રાગ ગોડી.

ગરઢા થૈશે તેવારે રામ કહીશે, હવડાં કશાને માહારે ખપ નથી.
છેલછબીલો ને છોગાળો તે ગાયો મેં ગોકુળપતિ. ગરઢા. ૧
કૃષ્ણ માત ને તાત કૃષ્ણજી; સગો સહોદર કૃષ્ણજી સહાય.
કો નંદો, કો વંદો મને. મેં ગોવિંદો મૂક્યો ન જાય, ગરઢા. ૨
થડ મૂકીને, ડાળ કોણ સાહે? કુર મૂકીને કુકસ કો ખાય?
રંગીલા છબીલાને મૂકી રામ મગવાણિયાને કોણ ગાય? ગરઢા. ૩
સનક સનંદન, મુનિજન વંદન, તે ઠાકુર મોરે રૂદે રેહે.
ગિરિવરધારી, કુંજબિહારી, ભક્તવચ્છળ બીરદ વિઠ્ઠલ વેહે. ગરઢા. ૪
પૂરણ બ્રહ્મ સદા હિતકારી, દોહલું દાસતણું નવ સહે.
ભણે નરસૈંયો, ભીમ! કહ્યું કર માહારૂં, ગર્જના કરી મુખ કૃષ્ણજી કહે.
ગરઢા. ૫

## પદ ૫, રાગ સામેરી.

જુઓ, રામજીને નંદે નાગરો, અધ્યાત્મ ગ્રંથનો આધરો.
રામવિના કોણ ભવજળ તારે, તું જોની મંન વિચારી.
ચરણ રેણના સ્પર્શ થકી ઉદ્ધારી ગૌતમનારી. જુઓ. ૧
સાગર માંહાં શિલા જેણે તારી, ઢીમરને વૈકુંઠ આપ્યું.
ચિરંજીવ વિભીક્ષણ કીધો, રાવણ કુળ ઉત્થાપ્યું. જુઓ. ૨
રામને જાણે શંકર સરખા જે તારક મંત્રનું હારદ લેહ,
ભીમ ભણે, મ ભૂલ નરસૈંયા! આંખ્ય મીચીને રામજી કેહ, જુઓ. ૩

## પદ ૬, રાગ સામેરી.

તું રેહ રે બેસી, રામદાસિયા ! તેં દંભે રામ ઉપાસિયા. તું રેહરે. ૧
રામના સેવક હોય સૌમ્ય દૃષ્ટિ, તે ન કહે કોહોને માઠું,
રામકૃષ્ણુ માંહાં અંતર શાહાનો ? જ્ઞાન તાહારૂં નાઠું, તું રેહરે. ૨
કેવળ બ્રહ્મ છબીલો માહારો, ગોકુળ માંહાં ગૌ ચારી.
બ્રહ્મા, ઇન્દ્ર, નારદ, હુતાશન, દેવ ગયા સરવ હારી, તું રેહરે. ૩
વૈરાગી થયે કાંઇ રામ મીલે નહી જાંહાં લગી ન આવે વિવેક !
મૂરખ ભીમ ! કહે નરસૈંયો રામકૃષ્ણુ તે એક, તું રેહરે. ૪

---

## પદ ૭, રાગ કાહાલેરો.

નરસૈંઆશ્રમ સંન્યાસી કહે, પાંચ ષટમાસ કીધા મેં કાશી.
આત્મ અભ્યાસી હું થયો રે, તોહે મેં નહી દીઠા અવિનાશી, નરસૈં. ૧
બોહોતર ષટમાસ પ્રાગ માંહાં નાહ્યો, સવાસો મથુરાં સેવ્યું.
તોહે મેં સ્વપ્ને ન દીઠા હરિ તો તુંને દરસન કેહેવું ? નરસૈં. ૨
સર્વ ઉપરિ સંન્યાસી થાશે. તાહારી પત જાનારી ખરી.
નરસૈંઆશ્રમ એણી પેરે બોલે, તુને હાર નહી આપે હરિ. નરસૈં. ૩

---

## પદ ૮, રાગ કાહાલેરો.

રેહે રે ભગુઆ લવલવ કરતો. વારૂં આંહાંથી ઉઠી જા
વૃથા વચન ચાલે નહી તાહારૂં ટાઢી બાલી ભાખરી ખા. રેહે. ૧
વૈષ્ણુવના ભોગ તો નથી દીઠા તેં દાઢા દુઃખના વેઠયા.
ભાવે એટલા ખા વીણી વીણી એ પેલા વડના ટેટા. રેહે. ૨
જો તું હિત વાંછાં પોતાનું સુંદરસ્યામ છબીલો ગા.
ભણે નરસૈંયો, સૂણ જોગીડા માળા ધરી તું વૈષ્ણુવ થા. રેહે. ૩

---

### પદ ૯, રાગ કાહાલેરો.

માહા રંડનો માલા ધરાવે! જોતાં કપટી, સુધો નહી.
ચીર્યું તિલકને છાપાં ચોઢયાં. તું બ્રાહ્મણુ માહાં ગણવો નહી. માહા. ૧
મિતાક્ષરા કાઢી જોવરાવો; જુઓ અષ્ટાદશ પુરાણ;
કીહા પુસ્તક માંહે લખ્યું છે જે માલા ધરે મળે પુરુષપુરાણ. માહા. ૨
તુંહે ગેહેલો ને રાજા ગેહેલો. બેહુ માંહાં નથી એકુને કામ.
મુકુંદઆશ્રમ કેહે, નરસૈંયા રેહેવા દે તાહારો સુંદરશ્યામ. માહા. ૩

---

### પદ ૧૦. રાગ આશાવરી.

અદેખા લોક તે અણઘટ બોલે પણ મર્મ ન જાણ્યો જાયરે.
જેહેનાં મન જેહેસુ બંધાયાં તે કેહી પેરે મુકાયરે. અદે. ૧
બાઝ(હ્ય) પદારથ સહુકો જાણે પ્રીત ભલી મંન માંહાંયરે
સ્નેહી પુરુષનું કારણ મોટું તેહેનાં નેણાં અલગ જણાયરે. અદે. ૨
સામળીઓ માહારે રૂદે સમાયો તે જુઠડા લોક નવ જાણેરે
ભણે નરસૈંયો, સૂણ જોગીડા ફોકટ શાહાને તાણેરે? અદે. ૩

---

### પદ ૧૧. રાગ આશાવરી.

ગોવિંદઆશ્રમ કેહે સંન્યાસી પ્રીત પ્રીછી તાહારીરે
મહા વાયક ઉપદેશ વિના નવ મળે નાથ મુરારિરે. ગોવિં. ૧
શ્રીપાત થૈ મેં સરવસ્વ મુક્યું અષ્ટયોગ મેં સાધ્યોરે
દંડ કમંડળના ધારીથી માલાધર કયમ વાધ્યોરે? ગોવિ. ૨
નાચે કુદેને તાળ વજાડે પરમ પદ નવ લહીયેરે
ઉદરપૂરણ પાખંડે કરવું વળી લોકને અદેખા કહીયેરે ગોવિ. ૩
માલા મુકીને થા સંન્યાસી. અમો આપું ઓંકારરે
ગોવિંદઆશ્રમ કેહે, નરસૈંયા નાચે નહી પામે હારરે. ગોવિ. ૪

---

### પદ ૧૨. રાગ મારૂ.

શ્રીપાતને સિદ્ધિ ન હોય રે વૈષ્ણુવ વિના ન તરે કોયરે. શ્રીપાત. ૧
કીયો સંન્યાસી શરણ પામ્યો દંડ ધારી રે ?
તમો વૈષ્ણુવની નિંદા કરો છો નરકના અધિકારી. શ્રીપાત. ૨
સ્ત્રી મરે, ખાવા ટળે તે વારે ભગુઆં પેહેરો રે,
પ્રીત ભક્તિ વૈરાગ વિના મુંડ્યો કાન બહેરો રે. શ્રીપાત. ૩
ઓંકારતું કરો અથાણું વૃંદાવન ચાલો રે
ભણે નરસૈંયો, દંડ મુકી માહારી સાથે તાલ ઝાલો રે. શ્રીપાત. ૪

### પદ ૧૩. રાગ મારૂ.

મેહેતા તાહારી વાંકી વાણીરે ઓંકારપેં તાલ વખાણી રે. મેહે. ૧
રાગ કરી કરી કીર્તન કરે વળી કોટ હલાવે રે
ઉત્પાતવાત કરે મહેતા તું શ્રીપાતને તાલ ઝલાવે રે. મેહે. ૨
નિર્ગુણ બ્રહ્મ રામ મુકીને વિષય ગાય રે.
નાચે બ્રાહ્મણ ભ્રષ્ટ થૈને. શું સૂતો વૈકુંઠરાયરે ? મેહે. ૩
નિંદા કરાં પરમહંસની. કોણે કીધો ગેહેલોરે ?
ભીમ ભણે, ભજો રામને મુક્ય કૃષ્ણ છબીલોરે. મેહે. ૪

### પદ ૧૪. રાગ રામગ્રી.

તે ક્યમ મુકીએરે જે અધક્ષણ મુક્યોરે ન જાય ?
સૂક્ષ્મરૂપ સામળો માહારો, માહારા રૂદે માંહે સમાયરે. તે ક્યમ. ૧
અમો છું વૈષ્ણુવ છેલછબીલા. તું શું સમઝાં ભેદ કાંઇરે ?
વૃંદાવનમાંહાં કૃષ્ણ છબીલો તે ગોપીને દે સાંઇરે. તે ક્યમ. ૨
નરસૈંયો તે શણગાર સદા ગાશે. ભીમડો બળીને મરશેરે,
આપણ બેહુને વાદ મંડાણો સાચો હશે તે તરશેરે. તે ક્યમ. ૩
એ રસનો સ્વાદ શંકર જાણે ગોપીએ શું લીધો માગીરે,
ભલી પેરે પીધો સનકાદિક તેહેનો નરસૈં વિભાગીરે. તે ક્યમ. ૪

### પદ ૧૫. રાગ આશાવરી.

વૈરાગ્ય વિના નથી પામવું અકળ સ્વરૂપ ભગવાન રે,
સમરે દરસન ક્યાંથી આપે વિના આત્મજ્ઞાન રે ? વૈરાગ્ય. ૧
વૈરાગ્ય સનકાદિક ભોગવે ધ્રુવ, અમરીષ પ્રહ્લાદ રે,
તે દિશા તુંને ક્યાંહાંથી નાગર ? મિથ્યા કરવો વાદરે. વૈરાગ્ય. ૨
વૈરાગ્ય વિદુરને જે હુતો તો પામ્યો વિશ્વાધારરે,
તાહારી પેરે કોણે ગાયો ઉઘાડો શણગારરે ? વૈરાગ્ય. ૩
લંપટપણે તું હાર નહી પામાં. એ રાદય મિથ્યા લાગીરે,
ભીમ ભણે, કહ્યું કર માહારૂં. નરસૈંયા થા વેરાગીરે. વૈરાગ્યય. ૪

---

### પદ ૧૬. રાગ આશાવરી.

મુંડ મુડાવી ને ટોપી ઘાલી ન થૈયે વેરાગીરે,
અમો છું વૈષ્ણુવ છેલછબીલા હરિસુ તાળી લાગીરે. મુંડ. ૧
અહંમમતા ભાગી તે વેરાગી જેહેની અનહદશીંગી બોલેરે,
ભેખ ધર્યો ને દ્વેષ રહ્યો તે જોગી અસુરને તોલેરે. મુંડ. ૨
સંસાર વહેવાર સરવ સાચવીએ વિકારથા વેગળા રહીએરે,
સરવ ભૂત સમદષ્ટિ હોય તેહેને વૈષ્ણુવ કહીએરે. મુંડ. ૩
અભિમાને તેં સહુ સુકીત ખોયાં પ્રીતરંગ નથી લાગ્યોરે,
ભણે નરસૈંયો, ભગુઆં મુકી પેહેરો પંચરંગીનો વાગોરે. મુંડ. ૪

---

### પદ ૧૭. રાગ બિહાગડો.

હો ગેહેલા નાગર નવ કીજે વાદ જો વૈષ્ણુવ નામ ધરાવીયું તો
વઢવાનો શોરે સ્વાદ ? હો ગેહેલા. ૧
ભક્તને બહવું કીશુંરે જે લક્ષ્મીવર માહા લીન ?
પંચમુખે પંચવસ્ત્ર તજ્યાં સંઘર્યું છે કોપીન. હો ગેહેલા. ૨
શુકદેવ, દુર્વાસા ને વ્યાસજી કરતા ભગુઆં અંગીકાર,
નટુઆની પેરે નાચ્યાં છાં ગાય ઉઘાડો શણગાર. હો ગેહેલા. ૩

શ્રીકૃષ્ણ સ્વામી સરવનોરે ભાઇ! ભક્તનું એ છે કામ,
માધવઆશ્રય કેહેરે સંન્યાસી, નથી ભિન્ન કેશવરામ. હો ગેહેલા. ૪

### પદ ૧૮. રાગ રામગ્રી.

કોણ ઠાકુરને વિનવું વિઠલા કમળાના નાથ મંન શું વિચારો,
દ્રૌપદી લાજને કાજે આવ્યા હરિ દુખ પામે ક્યમ દાસ તાહારો? કોણ. ૧
પ્રગટ થયું નામ ભૂતળે ભૂધરા! નરસૈંના નાથ એવું બીરદ કાહાવો,
સેવક સંકષ્ટ ટાળીએ ત્રિકમા તો તમે નાથજી ભલારે ભાવો. કોણ. ૨
લોક દેખે સહુ કૌતક કરે બહુ મંડળિક મદ ભર્યો કૂર જુએ,
નરસૈંયાચા પ્રભુ હાર એક આપીએ જોગટાનાં બળ શાંત હુએ. કોણ. ૩

### પદ ૧૯. રાગ મારૂ.

હાર ન આપેરે, મેહેતા તુંને સંન્યાસી શાપેરે.
પુરી ભક્તિ વિના ભુલો ભમ્યો જીવ જંજાળે વાળ્યો રે
ઘણા દિવસ છાનું ડંભ ચલાવ્યું આજે ઠંઠે સાહ્યોરે. મેહેતા. ૧
પરાત્પર બ્રહ્મ પરમેશ્વર તે રહ્યા વિશ્વ વાસીરે,
તે સાથે તાહારે મૈત્રી શાહાની? રખે તું જાતો નાહાશીરે. મેહેતા. ૨
તું રામની નિંદા કરાં ને ગેહેલા ગર્વ રાખેરે
ભીમ ભણે તો હાર, જડે મુખિ રામજી ભાખેરે. મેહેતા. ૩

### પદ ૨૦. રાગ મારૂ.

હલ્યા મુંહુને શાપ ન લાગેરે હાર્યો દુરવાસા આગેરે. હલ્યા. ૧
અંબરીષ સાથે હઠ કરી ગાઢુઓ થૈ ગાઢોરે
ભક્તસહાય સુદર્શન ધાયું. કેહેવો ચોગી નાઠોરે? હલ્યા. ૨
ફરી સંન્યાસી શરણ આવ્યો ભક્ત મોટા કીધારે,
અંબરીષ કારણે કૃષ્ણજીએ દશ જનમ લીધારે. હલ્યા. ૩

રાજા તો ગેહેલો થયો તે સીધ જોગીએ જાણ્યોરે,
નરસૈંયો કેહ, નિષ્ફળ ન જાય મેં કૃષ્ણ વીખાણ્યોરે. હલ્યા. ૪

### પદ ૨૧. રાગ મારૂ.

હલ્યા તુંહુને હાર વિચારે જડશેરે, મેહેતા તુંને વિપત પડશેરે
તું પાઘડી બાંધે ખુંણાઆળી ઝીણા જામા પટકારે,
સ્ત્રી સાહામું જોઇ આંખ્ય નચાવાં, કરાં હાથના લટકારે. મેહેતા. ૧
નગર લોક મોહ્યું તેં લંપટ દંભ ભેખ ધારી રે.
તેં કંઠે હાથ ધરાવી નચાવી પારકી નારી રે. મેહેતા. ૨
હવાં હાર મગાવો મેહેતાજી! ક્યાંહાં છે દેવ મુરારી રે?
મંડળિક કેહે, એ ઘડીનું સાટુ પછે નાંખીશ મારી રે. મેહેતા ૩

### પદ ૨૨. રાગ પરજ.

હું તો તાહારે ભરોંસે વાદ વળુધોરે, માહારા સામળીયા છું સુધોરે. હું તો.
મંડળિક મુઝને મારશે તે વારે, લોક હસારત થાશેરે
માહારે તો કાંઇ માન નથી; તાહારૂ ભક્તવછળ બીરદ જાશેરે. હું તો. ૨
સંન્યાસી વૈરાગી વસમૂં બોલે એ ઘણા ને હું એકરે,
ભણે નરસૈંયો, આજ માહારા વાહાલા! હવે વઝ્યો છે છેકરે. હું તો. ૩

### પદ ૨૩. રાગ સામેરી.

હો ગુણવંતા નાગરા ન કીજે હરિસુ ગર્વ રે.
હઠે હાર આપે નહી. તેં સુક્રીત ખોયું સર્વ રે. હો. ૧
હઠે દાનવ પદવી પામે તે રહે થોડા કાળ રે.
તપ બળે વરદાન આપી પછે ઊથાપે ગોપાળ રે. હો. ૨
હિરણ્યકશિપુ રાવણ હઠે ગયો હઠે ગયો દુર્યોધંન રે,
અકળસ્વરૂપ સુ અટક થાની? તું આર મમતા મંનરે. હો. ૩

ક્યમ કરી વ્હારે ધાયે તારી ? તેં હરિ ભજ્યા જયસત્યમ રે.
અટપટી ગતિ ગોપાળની છે એમ કહે અદ્ભુતઆશ્રમ રે. હો. ૪

## પદ ૨૪. રાગ રામગ્રી.

સદા તું દયાશીલ, હું દીન દામોદરા કહું ગુણ તાહારા મન વિચારી
શરણગતિ જાણીને હું શરણ આવીયો કર ગોપાળ સંભાળ
માહારી. સદા. ૧
દેવના દેવ તું દેવકી બાળક, વિશ્વપાળક એહેવું બીરદ તાહારે,
પોણુ પોતા તણું પાળીએ નાથજી! વિઠલ વેહેલા ધાઇએ વાહારે.
સદા. ૨
જો મારાં કર્મ ભાળીશ તૂં ભૂધરા પતિત પાવન તારૂં બિરુદ જાશે ?
છોડતાં તો તૂં છૂટીશ નહિ શામળા! છાંડતાં તારૂં ઉપહાસ થાશે. સદા. ૩
દુષ્ટ ભાવે થકી તારી તેં પુતના ઘોર નરક વિષેથી ઉગારી
શુક ભણાવતાં માભકી ઉધરી શાપ મુકાવી ગૌતમ નારી. સદા. ૪
નામ જપતાં દ્રૌપદી પટ પૂરિયાં અવિચળ પદ ધ્રુ પામ્યો આગે,
ભણે નરસૈં હઠ આવી પડયો હારને આપાં તુજ પાએ લાગે. સદા. ૫

## પદ ૨૫. રાગ રામગ્રી.

ગર્વ ન કીજે ગેહેલડા ! શું ભરમે ભમાયો ?
સુકીત લજા ખોઇ હઠે શું કામ કમાયો ? ગર્વ. ૧
છતે નેત્રે અંધવત થયો જો મંનમાંહાં વિચારી
છે મોટું ધારણ માયાતણું તેણે મુકયા રામ વિસારી. ગર્વ. ૨
શાહાને અરથે આંહાં આવ્યો આવી કાર્ય શું કીધું
વિવેક અમૃત મુકી કરીને હઠ હલાહલ પીધું રે. ગર્વ. ૩
અણચિંતવ્યું બોલીએ નહી, શું રૂદે થયું શૂન્ય ?
અચ્યુતઆશ્રમ કહે, હઠ તજીને કરો મેહેતા મુન્ય. ગર્વ. ૪

### પદ ૨૬. રાગ રામગ્રી.

એક અવનિધરા, દેવ દામોદરા, કહું ગુણ તોરડા કવણ વાણી ?
શંકર શારદા નિગમઅગમ હરી અવિગત ગતિ નવ જાય
જાણી. એક. ૧
વિશ્વપાળક તું સાહે કર માહારી ટાળ્ય ફેરો ગર્ભવાસ કેરો
શરણ દ્યો શ્રીહરિ ! દાસ જાણી કરી, અન્ય સમરથ કોઇ નાહ
અનેરો. એક. ૨
સગુણ સારંગધર, સુંદર શ્રીપતિ, વિનતિ યદુપતિ, સૂણીએ સ્વામી !
સંસાર પાર ઊતાર કરુણા કરી ગોવિંદ ગોપાળ ગરુડગામી. એક. ૩
નંદના નંદ મુકુંદ મુરલીધરા, ગોકુળચંદ ગોવિંદ ગોપાળ
નરસૈંયાચા પ્રભુ સાહે કર માહરી શરણગત તણી લીજે
સંભાળ. એક. ૪

---

### પદ ૨૭. રાગ રામગ્રી.

શ્રી રઘુનંદ મતિમંદ, હું માનવી, દાનવી બુદ્ધિ ટાળોરે દેવા
માનના સ્વાદ ને વાદ કરી બોલીએ ભુલીએ રામજી તોરી સેવા.
શ્રીરઘુ. ૧
અકળ અવિનાશ, પ્રકાશ બુદ્ધિ કીજીએ, દીજીએ દરસન રામ રૂડા
નામનું નાવ દઢાવ કીધું નહી તે નર ભવજળ માંહે બુડયા. શ્રીરઘુ. ૨
ભક્ત વિભીક્ષણ, પરમ વિચક્ષણ, અજનીસુત, તુલસી રે દાસ,
ભીમ ભણે, જેણે રામને ઓળખ્યા તે વામિયા માતને ગર્ભ વાસ. શ્રી. ૩

---

### પદ ૨૮. રાગ રામગ્રી.

દેવા ભક્તચા ઇષ્ટ તે કૃષ્ણ કાહાવાં સદા આજ માંમ મુકી કાં નંદલાલા?
ઇંદ વૈભવ સુદામાને તેં આપિયો આંજ કૃપણ થયો કાંરે વાહાલા?
દેવા. ૧
હરિ માહારો હાથિયો કાળીનાગ નાથિયો અધ ઉતરડીયો દાણધાટે

તે બળ તાહરૂં ક્યાંહાં ગયું નાથજી? આજ નાહાશી ગયો મંડળિક માટે? દેવા. ૨

શિશુપાળ, નરકાસુર, જરાસંઘ જીતિયા શકટ પ્રલંબના બંધ તોડ્યા

પ્રબલ બકાસુર તૃણાવર્ત આદિયા કેશી ને કંસના કંઠ મોડ્યા. દેવા. ૩

ભાવ કભાવે જેણે તું ઉપાસિયો તે જંતુની ગર્ભ ન આવે વળતો,

ભણે નરસૈંયો મેઘ તું માધવા રાખ્ય બાળકને બાપ બળતો. દેવા. ૪

---

### પદ ૨૯. રાગ જેતશ્રી કાફી.

મેહેતા રામનું લીજીએ નામ તેણે છૂટીએરે

એ તો કૃષ્ણથી ન સરે કામ મિથ્યા તાળ કૂટીએરે. ૧

નિર્મળ નામ શ્રીરામચંદ્રનું લેતાં પાતક જાયરે

રામ નામ જે નામે ગાયું તે સુખ જીવી ગાયરે. ૨

રાજીવલોચન, ભવદુઃખ મોચન, દીનાનાથ દયાળરે,

રામ મુકી મેહેતા શું ગ્રહ્યો ગોવિંદો ગોવાળરે? ૩

સીતાસ્વામી, અંતરજામી, નામે ભવ નિસ્તારરે

રઘુનાથઆશ્રમ કહે, નરસૈંયા! માગ્ય રામજી પાસે હારરે. ૪

---

### પદ ૩૦. રાગ જેતશ્રી કાફી.

તાહારો રેહેવા દે ભગુઆ! રામ, રામનું મરતી વેળાં કામ,
અમો નવ માનીએરે. ૧

કેશ પળાએ, આંખ્ય ગળાએ, શ્રવણે સાંભળતા રહીએ,

લવલવ વાધે સાન રૂદે નહી ત્યારે રામ રામ કહીએ. ૨

જનમનો જોગી, કુટુંબ વિજોગી, ખોઇ બેઠો ધણિઆણી,

ગઇ વૈદેહી વાનરે આણી રામ પ્રતિષ્ઠા જાણી. ૩

રંગીલો છબીલો ને છોગાળો, ગોવાળો વૈકુંઠરાય,

ભણે નરસૈંયો, કૃષ્ણને મુકી રામ ભગવાણિયાને કોણ ગાય? ૪

---

## પદ ૩૧. રાગ કાફી.

નરસૈં હાર મગાવ્ય, તાહારો સામળો સુતો જગાવ્ય. નરસૈં. ૧
ક્રોધ કરી બોલ્યો પ્રધાન, મેહેતાજી ઊતાર્યું અભિમાન. નર. ૨
વાદ કરંતાં થૈ વડીવાર, હલ્યા ! લંપટ નાગર નાખ્યો હાર. નર. ૩
સંત જાણી જક્ત તુંને નમે, પરનારી સુ રંગે રમે. નર. ૪
વૈષ્ણવ થૈ વણસાડ્યું ગામ, હાવું નહી નાહાકાનું કામ. નર. ૫
આજ રાજા રીસે ભરાણો, મરણ માથે આવ્યું જાણો. નર. ૬
વડીવારનો માળા માગે તાહારો સામળો શે નવ જાગે. નર. ૭
તુંને લોકહસારત થાશે, હલ્યા હવડાં વાહાણું વાહાશે. નર. ૮
બોલ્યો પરધાન કરી રીસ, વાહાણું વાતે છેદું શીશ. નર. ૯

---

## પદ ૩૨. રાગ પરજ.

સામળીઆ શું સુતો સોડય તાણીરે ? મેં તો દુભણ કાંઇ નથી જાણીરે.
સામ. ૧
સમોવડ સાથે શોભીએ, દુભાતા જુગદીશરે,
કીડી ઉપર કોહાડો હું રાંક ઉપર શી રીસરે ? સામ. ૨
વૃંદાવન દ્રુમ શીતળ છાયા, યમુના તટ સુગંધ સમીરરે,
રાધિકાજી પાગ તળાંસે, ઘણું ઉંઘ્યો સામ શરીરરે. સામ. ૩
જ્યમ જાગ્યો દ્રુપદીને કાજે, હાથીની કીધી વાહારરે,
જરાસંધ જીતી મુકાવ્યા રાજા વીસ હજારરે. સામ. ૪
માનિતીને કારણે લાવ્યો પરિજાતકનું ઝાડરે,
નરસૈંયાને હાર આપતાં કીયો ચડશે પાડરે ? સામ. ૫

---

## પદ ૩૩. રાગ પરજ.

સામળીયો તાહારે વેહેરે સુતો, તું તો વિષેરસમાંહાં ચૂતો રે. સામ. ૧
જાંહાં વિષે તાંહાં વિષ્ણુ નહી એમ વદે વેદ પુરાણ રે,
રામ તજી જેણે વિષે સેવ્યો તે પુરુષ થકો અજાણ રે. સામ. ૨

સનકાદિક શંકર શ્રીનારદ, શુકજી સનતસુજાત રે,
ગોરખ મુનિ કપિલે ગાયો નિરમળ શ્રીરઘુનાથ રે. સામ. ૩
નારાયણને નિદ્રા નથી, નરસૈં! કર્ય વિચાર રે,
પ્રસાદપુરી કહે, સાચે હરિ સુતા જેવારે તેં ગાયો શૃંગાર રે, સામ. ૪

---

### પદ ૩૪. રાગ રામગ્રી.

દેવા! ભક્તિ વાહાલી તુંને ભક્તિ વાહાલી,
વૈકુંઠથી ભોમિ આવ્યા ચાલી.
અખિલસ્વરૂપ તું દેવને દુર્લભ, ગોપીયાંએ ગળે બાંહ્ય ઘાલી. દેવા. ટેક. ૧
શ્રીમુખે કહો છો જે ભક્તને અધીન છું, દાસને, પ્રાણની પેરે રાખું
સરવની સાહે કરાં રે તું કૃષ્ણજી, માહારૂં કરમ દીસે રે વાંકું. દેવા. ૨
ભક્તિ માટે જશોદા ઘેર અવતર્યો કંસ કુલ નાશ કરી નાંખ્યો કાળી,
ભક્તિ કારણ અંબરીખ ઉગારીઓ અવતાર લીધા તેં વાળીવાળી.
દેવા. ૩
સ્તંભમાંહાં વાસ પૂર્યો ભક્તિ કારણે દાસ પ્રહ્લાદને અભેદાન દીધું,
નરસૈંયાચા પ્રભુ ભક્તવચ્છળ હરિ! હારને કાં તેં અસુર કીધું? દેવા. ૪

---

### પદ ૩૫. રામેરી.

ટટળે અર્થ ન થાય ગેહેલા, ટટળે અર્થ ન થાય.
અષ્ટ માસ વલવલે બપૈયો પણ મેઘ પાણી ન પાયરે, ગેહેલા. ૧
સાચી સેવા વિના રામ મળે નહી જુઠી તાહારી પ્રીતિ રે,
આકૃણીઆં હરિ હાર આપશે યોગ સાધ્યાની રીતિ. ગેહેલા. ૨
વાયુનું રોધન શરીરનું શોધન ઘટઘટ મારગ પરખ્યો રે,
બ્રહ્મભારથી કેહે, નરસૈંયા જોગી થા અમ સરખો રે. ગેહેલા. ૩

---

### પદ ૩૬. રાગ સામેરી.

અમો ભોગીરે, અમો ભોગીરે.
જેહેનું પૂરણ પાપ હશે તે જન્મનો થાશે જોગીરે, અમો. ૧

જટા ધર્યે જગદીશ મળે તો વડો અતિશે ફ્રાલેરે
દંડ ગ્રહે દીનાનાથ મળે તો અંધા જે તે ઝાલેરે. અમો. ૨
દંડવત કીધે સિદ્ધ હોય તો સર્પ ભોમિને ભેટેરે,
ભસ્મ ચઢાવ્યે ભગવાન મળે તો ગર્ધવ રાખમાં લેટેરે. અમો. ૩
જંગોટા કછોટા ગુદડી કંથા શંખ શિંગી ફુંકારે,
ભણે નરસૈંયો, ભક્તિ ન કીછો મિથ્યા વઢવું મુકારે. અમો. ૪

### પદ ૩૭. રાગ મારૂ.

નાગર રાત રહી થોડીરે,
સ્નેહભક્તિ જોઇને તારી શ્યામ તો નાખ્યો દોડીરે, નાગર. ૧
માણસ સહુ જોવા મળ્યાં ને કાંઇ અર્થ ન સીધ્યોરે
હજી આશા તુંને હારતણી છે ! કોણે ગેહેલો કીધોરે ? નાગર. ૨
પાગ લાગ સહુ સંન્યાસીને મૂક્ય માળા ઉતારીરે
મૃત્યુ થકી ઉગરો નરસૈં ! કેહે શ્રીધરબ્રહ્મચારીરે. નાગર. ૩

### પદ ૩૮. રાગ ટોડી.

માળા માહારી જીવને સાટે, શું થયું મૃત્યુ પામ્યા માટે ? માળા. ૧
ઉગ્ર પુણ્ય મેં માળા પામી તે ક્યમ મૂકી જાયરે ?
નરસૈંયો જો ભણુઆં પેહેરે તો જક્ત પ્રલે થાયરે. માળા. ૨
નવસેં નવ્વાણું નદી અવળી ચાલે. સમુદ્ર સાતે સૂકેરે
મેરુ ચળે પશ્ચિમ રવિ પ્રકટે મેહેતોજી માળા ન મૂકેરે. માળા. ૧
તમો યોગી સરવે વૈષ્ણવ થાઓ માહારી સાથે તાલ વજાડેરે
ભણે નરસૈંયો, કાં યોગ ધરીને માનવ દેહ વણુસાડોરે ? માળા. ૪

### પદ ૩૯. રાગ આશાવરી

માળા મંતની મેહેતાજી રાખો.
તુળશી કાષ્ટનો ભાર ઘણો છે ગળેથી ઉતારી નાંખોરે. માળા. ૧

ભસ્મ તિલક ધરો રે નીલાટે મંનિ આનંદ પમાડોરે
સોહં બ્રહ્મ કહી કહી ગાઓ અનહદતાલ વજાડોરે. માળા. ૨
આત્મવિચાર વિના અર્થ સરે નહી નાચે ન રાચે રામરે
વિશ્વેશ્વરઆશ્રમ કહે, નરસૈંયા કૂધાનું નહી કામરે. માળા.

---

## પદ ૪૦ રાગ મારૂ.

વૈષ્ણવપણામાંહાં ભાર જોગીડા છે ઘણોરે.
મનમાંહાં લે હરિનું નામ જે હોય ગુંમણોરે. ૧
અમો વિરલા વૈષ્ણવ શે નવિ પ્રગટ હરિગુણ ગાઇએરે?
નાચી કૂદી કીજીયે કીર્તન લાજી કેમ જાઇએરે. ૨
એ તો નીસરવું શરીયાણ ખરે ખંખારીનેરે
નાત્ય કુળ લોક વેહેવાર સરવ વીસારીનેરે. ૩
નથી જોયો વ્યાપક કૃષ્ણ આંખ્ય ઉઘાડીરે
નથી લાગી તને શ્રીપાત પ્રેમ કટારીરે. ૪
લટકાળો છબીલો નાથ રંગ ભરી ભણીએરે.
નરસૈંયો કેહે, મંડળિક રા ત્રણવત ગણીએરે. ૫

---

## પદ ૪૧. રાગ મેવાડો.

રાજા કોપ્યો હો આંખ્ય ઉઘાડીજી, મુખથી બોલ્યો હો, ક્રોધને ધારીજી. ૧
લંપટ નાગર હો ઠીક હૈયે ઘણું, હઠ નવ મૂકે હો, હવે એહેને હણું. ૨
વારતા જાણી હો, રાજમાતા આવી, પુત્રને વાર્યોહો, વચન સોહાવીજી. ૩
રીસ ન કીજે હો, પુત્ર વિચારીએ, ભટ કે બ્રાહ્મણહો કોહો કયમ મારીયે?૪
મર્મ ન સમજો હો, વૈષ્ણવ પંથનો, નરસૈંયો વાહાલો હો, રાધાકંથનો. ૫
હરિજન પીડયે હો, પીડાયે હરિ, મેહેતાને મનાવો હો, પુત્ર વિનતિ કરી. ૬
મંડળિક બોલ્યો હો, હઠ મૂકું નહીં, ભક્તિ જોઉં હો, હું એહની સહી. ૭

## પદ ૪૨. રાગ રામગ્રી.

દેવા હમચી પાર કાં બેદલ હોયલા? ભક્ત કાં આપુલા વીસરી ગેલા
ધ્રવ અંબરીષ પ્રહ્લાદ, વિભીક્ષણ, નામીચે હાથ લે દુધ પીયલા, દેવા.
અસુર થકો કબીરો તે ઊધારીયો નામાચાં છાપરાં ગયોરે છાહી,
જેદેવને પદમાવતી આપી. રખે નાગરને જાતો વાહી, દેવા.
અમો ખળભળતાં તમો ખળભળશો, ગોકુળમાંહાં ક્યમ રહી શકશો?
નાગર સાથે કામ છે નાથજી પછે મુંને ભુંડોરે કેહેશો, દેવા.
મંડળિક સુજને મારશે નાથજી મુઠડી ધુળ બીજાઇ જાશે
ભક્તિ કરતાં કેહેશે નરસૈંયો મારીઓ, દેવકીના પુત્ર! ઉપહાસ થાશે.દે

## પદ ૪૩. રાગ દેવગાંધાર.

મેહેતાજી મૂકો લીધી વાત,
કશ્યપસુત ઉદયાચળ ઉદ્યો, હવડાં થાશે પ્રાત, મેહે.
નૃત્ય કરી કરી ચરણુજ થાક્યા તાલ વજાડી હાથ
ગુણ ગાઇ સ્વર થયો જાડો, ન આવ્યો ગોકુળનાથ. મેહે.
લોક સર્વને આગના આપો પોતાને ઘેર જાય
વાસુદેવઆશ્રમ કહે, તો જીવો જો તમો લાગો શ્રીપાતને પાય. મેહે.

## પદ ૪૪. રાગ દેવગાંધાર.

અરે ભગુયાઓ! નોહે એ પાખંડ.
હરિગુણ ગાતાં સ્વર જો બેસે તો જિહ્વા કરૂં શતખંડ, અરે.
ન ઓસરૂં હું કીર્તન કરતો જો ભાગી પડે બ્રહ્માંડ
હાર પોહોત્યા વિના નરસૈંયાને, ક્યમ ઊગશે માર્તંડ? અરે
કૃષ્ણને મૂકી નમું હું તમને તેપેં પાડું પંડય,
ભણે નરસૈંયો, હાર મગાવું મુકાવું તમાહારા દંડ. અરે.

## પદ ૪૫ રાગ બિહાગડો.

શ્રીરામ અંતર્યામી રે, મુને શરણુ રાખો સીતાસ્વામી રે. ૧
મર્યાદાપુરૂષોત્તમ રે, રઘુનાથ નિર્ગુણ બ્રહ્મ રે,
તાહારો જાણ્યો ન જાયે મરમ રે. તુઝ વિણુ ભવજળ તરીએ કયમ રે ? ૨
તાહારૂં નામ નિરમળ હરિ રે, દ્વે અક્ષર સરવોપરિ રે
રકાર મકાર ગુણકા તરી રે, ચરણરજે અહલ્યા ઉધરી રે. ૩
હું ચારખંડ ભમી થાકયો રે, મેં ભટકી જોયો ભવ આખો રે
હાવું વીનતી માહારી દાખો રે, ભણે ભીમ રામ શરણે રાખો રે. ૪

---

## પદ ૪૬ રામશ્રી.

એણે મોગરે શું મોહી રહ્યો, શામળા? હાર આપ્યે જશ ખ્યાત વાધે
કેહેશે નાગરો કોહોનું નામ ગાતો હુતો ? કૃષ્ણ ! તને નહી કો
આરાધે, એણે. ૧
સારી પાંતીના લોક સરવે મળ્યા, જીતશે તેહેની પાસ થાશે.
મૃત્યુના ભય થકી નરસૈંયો બીહીતો નથી, પણ તાહારો જશ જુગ-
દીશ જાશે, એણે. ૨
માહારે મંન આનંદ વિશ્વાસ છે. આપશો હાર દેવાધિદેવા !
ભણે નરસયો માળ મોગરા તણી આપતાં દામ બેસે રે કેહેવા? એણે. ૩

---

## પદ ૪૭ રાગ રામશ્રી.

શ્રીરામ રઘુવીર રણધીર ધરણીધરા, સુખકરા, દુઃખહરા સીતાસ્વામી,
પ્રાણપતિ, રઘુપતિ, શુભમતિ, શ્રીહરિ અવ્યક્ત નાથ અંતરજામી,
શ્રીરામ. ૧
માત તું, તાત તું, ભ્રાત તું, ભૂધરા, હાથ મમ મસ્તકે આવી ધરીએ.
હીન હું, દીન હું, લીન માયા વિષે, શ્રીરામ કૃપાએ સંસાર તરીએ,
શ્રીરામ. ૨

દશરથ બાળ દયાળ કૃપાળ તું એહેવું જાણીને શરણુ આવ્યો.
ભીમ ભણે રે મુકાવ્ય સંસારથી ગ્રાહથી હાથીને જયમ મુકાવ્યો,
શ્રીરામ. ૩

## પદ ૪૮ રાગ રામગ્રી.

આપ્ય હો હાર, વસુદેવના પુત્ર! આ લોક દેખે તુંને લાજ થોડી.
કંસના ભેથકી ગોકુળ નાહાસી ગયો આહીરડાં સુ પ્રીતિ જોડી,
આપ્ય. ૧
તાંદુલા લૈને તેં નવનિધ મોકલી સુદામાનું દારિદ્ર ખોયુ'
માહારે તો દાન એ ગાન છે નાથજી! અંતરગતિ તાહારૂં રૂપ જોયુ',
આપ્ય. ૨
જનમ મધ્યે ચુકયો નથી, જાદવા, તો મુને હાર તું કાં ન આપાં?
ભણે નરસૈંયો રાત થોડી રહી. રંકને શામળા શું સંતાપાં?
આપ્ય. ૩

## પદ ૪૯ રાગ જેતશ્રી કાફી.

મૃકો મેહેતાજી આશ, એ ફોકટ શો આયાસ, ભાર ભાગી ગયો રે. ૧
સેહ તમાહારો સરવે દીઠો. ઊઠો ની, વાહાણું વાયું રે,
શ્રવણ અપવિત્ર થયાં અમાહારા, શણગાર હલાહળ ગાયુ, મૂકો. ૨
ખોટે પાયે ભીત ચઢે નહી; જુઠી પ્રીત ન હોય રે.
ગોવિંદ મળે જો નાચે કૂદે તો શાસ્ત્ર ભણે શીદ કોય? મૂકો. ૩
ક્ષુધરી છોડો પાલવ ઓડો જોડો બન્યો હાથ રે
ભીમ ભણે તો જીવતા છૂટો ગાજી કહો રઘુનાથ, મૂકો. ૪

## પદ ૫૦ રાગ મારૂ.

માહારો હરિ નહી જાય હાર્યા, આવી ઊભો છે કમાઝ્ય, ભોગળ
ભાગશે રે. ૧

જાંહાં વિશ્વાસ તાંહાં વિશ્વંભર રે, પ્રીત નોહે ખોટી રે,
વૈષ્ણવ મારગમાં ગોથાં ખાયે તમ જેહેવા લક્ષ કોટી. માહા. ૨
નાચ્યા શંકર, નાચ્યા નારદ, નાચ્યા નિગમ ચાર રે,
શાસ્ત્ર તમાહારાં બાંધ્યાં રાખો, મુને નાચ્યે જડશે હાર. માહા. ૩
સાંકળ છૂટે ને તાળુ તૂટે જ્યમ કારાગ્રેહમાંહાં કીધું રે.
ભણે નરસૈંયો હરિ દરસન દીજે, જ્યમ દેવકીને દીધું. માહા. ૪

---

## પદ ૫૧ રાગ ધનાશ્રી.

સંન્યાસી સહુ મળીને બેઠા કીધો એક વિચાર જી
પ્રભુની મૂરતિના કંઠ સાથે તાણી બાંધ્યો છે હાર જી. ૧
પછે મંડળીકને શીખામણ દીધી મેહેતાને બીહાવો જી
ખડગ કાઢીને દેખાડો અથવા બેડી મગાવો જી. ૨
ખડગ લૈને રાજા ઉઠયો રાણીએ ઝાલ્યો હાથ જી
બ્રાહ્મણ ને વળી ભકત હરિનો મા મારો દુભાએ નાથ જી. ૩
જે પુરુષ શુભ ઇચ્છે પોતાનું દશ મૂકવાં અપલક્ષણ જી
વારુણીપાન, પશુહિંસા ન કરવી દુષ્ટ સંગ અધક્ષણ જી. ૪
પરનારી, પરનિંદા ન કરવી. ન કીજે વૃત્તિ લોપ જી
કુડી સાખ ને દ્યૂત ન રમીએ ન કીજે સાધુ પરિ કોપ જી. ૫
સ્ત્રીની શિક્ષા રાજાએ ન માની તે વારે બોલી માત જી
ધીક કુંઅર! ધીક કુળ તાહારૂં, ધીક તાહારો તાત જી. ૬
સાધન આચાર ધીકાર તાહારા દાન દયા ધીકાર જી
બલ, દલ, ગુણ, રૂપ ને વિદ્યા ધીકાર ધન ભંડાર જી. ૭
ગયું રાજ્ય. કહ્યું કર માહારૂં. નરસૈંયાને ન છેડો જી
માત વચન લોપીને ચાલ્યો લીધો સંતનો કેડો જી. ૮
શ્રીધર પંડિતે રાજા વાર્યો શે અર્થે આયુધ લીધું જી
પુત્રી વેહેરે પરીક્ષા જુઓની હરિએ મોહોસાળું કીધું જી. ૯
પુત્ર પરણાવ્યો ને હુંડી શકારી વળી અનેક ઉપકાર જી
નરસૈંમેહેતો હરિને વાહાલો માન્ય વચન નિરધાર જી. ૧૦

પંડિતનું કહ્યું નવ માન્યું આવ્યો સભા મુઝારજી
હાર મગાવ્ય, આ માર્યો મેહેતા ! ખડગ કાઢયો બાહારજી. ૧૧
મેહેતેજીએ પુત્રીને તેડાવી સખી સંઘાતે આવીજી
કુંઅરબાઈ સાસરીએ પધારો, હોય પદારથ ભાવીજી. ૧૨

## પદ પર રાગ મેવાડો.

સાસરીએ પધારો રે, પુત્રી સાસરિયે પધારો રે, ન્હાની મૂકી સુઇ માત,
હુતો સંબંધ આપણો રે, જાંહાં લગી જીવતો તાત, પુત્રી૦ ૧
ધીરજ ધરજોરે, પુત્રી ધીરજ ધરજો, છે દુઃખરૂપ સંસાર.
રોશો રૂદયા ફાટતે નથી આંસુનું લોહોનાર, પુત્રી૦ ૨
પીહર તાહારૂં રે, પીહર તાહારૂં રે ગોકુળ; પિતા શ્રીગોપાળ
દુઃખવેળા સંભારજે રે, શામળીઓજી લેશે સંભાળ. પુત્રી૦ ૩

## પદ ૫૩ રાગ મેવાડો.

એમ ન કીજેરે, પિતાજી એમ ન કીજેરે. રાખો શામળિયા શૂં સ્નેહ
હાર આપણીએ આપશે. કયમ છબીલોજી દેશે છેહ ? પિતાજી. ૧
માહામેરૂં કીધુંરે, માહામેરૂં કીધુંરે નાતમાં રાખી લાજ
હુંડી શકારી, શામળે, ક્યમ વીસરી જાશે આજ ? પિતાજી. ૨
શાને જાઉંરે, શાને જાઉંરે ? જે વારે રૂઠયો અશરણ શરણ,
મંડળીક તમને મારશે તેવારે હુંએ પામીશ મરણ, પિતાજી. ૩

## ૫૪ ૫૪ રાગ મેવાડો.

આધાર હુતો હરિ ! અમને તમારો અમો અબળાનો અવતાર
પ્રીતડી હુતી પેલા ભવતણી, કાં વીસાર્યા આ વાર ? આધાર. ૧
પટકુળ દ્રુપદીને પ્રભુ તમે પૂરીઆં રાખી સભા માહે લાજ
દીન જાણીને પ્રભુજી દયા કરો.મેહેતાજીને મુકાવોની આજ, આધાર.૨

વીનતી અમાહારી સે નવ સાંભળો, શું સુતો શ્યામળવાન,
કર જોડી કહે કામની માનબાઇ માગે છે રે માન, આધાર. ૩

---

### પદ ૫૫ રાગ પરજીઓ.

દામોદર ! તાહારો મેહેતોજી દમાય,
તે તો અમે સહ્યું નવ જાયરે, દામો. ૧
મેહેતાજીને મંડળીક મારે, તું રમાં રાધાજીને ઘેર,
ગોપીયાંચે ગળે વળગી સુતો તાહારા સેવકની શી પેર ? દામો. ૨
સોરઠ માંહાંએ સહુ હસાવ્યું હારને લાગી વાર
માળા લૈને આવ્ય માહારા વહાલા ગરુડે થૈ અસવાર, દામો. ૩
આળસ મુક અલબેલડા સેવકચા પ્રતિપાળ
છે રતનબાઇની વીનતી લેજો મેહેતાની સંભાળ. દામો. ૪

---

### પદ ૫૬ રાગ મારૂ.

સખી તું કેહેતી તે કાહાન પેલા પીડારમાંરે
એહેવો સુંદર ચતુર સુજાણ નહી નરનારમાંરે. ૧
બાંધ્યો શામળીઆ સુ નેહ, જ્યમ ઘન ચાતુકીરે
પેલા લોકડા દે છે ગાલિ દુરીજન પાતકીરે. ૨
હરિ ગુણ ગાતાં લાજ લાગે તો લાગજોરે,
કપુર ખાતાં દાંત ભાગે તો ભાગજોરે, ૩
પુણ્ય કરતાં ભંડાર ખુટે તો ખુટજોરે,
કનક પેહેરતાં કાન ત્રુટે તો ત્રુટજોરે. ૪
રમતાં શામળીઆ શું સાથ રૂઠે તો રૂઠજોરે,
ગંગા ઉતરતાં પ્રાણ છૂટે તો છૂટજોરે. ૫
કાશી જાતાં કાય પડે તો પડજોરે,
હરિ ભજતાં સંસાર નડે તો નડજોરે. ૬

થડ મૂકી વળગું ડાળ, કાળ મસ્તક ભમેરે,
નરસૈંયાનું મંન છબીલા' માંહે રમેરે. ૭

### પદ ૫૭. રાગ બંગ વેરાડી.

ત્રણ સખીની સ્તુતિ સાંભળી, રીઝયા સારંગપાણિ
અંતરજામીએ પ્રેરણા કીધી પુત્રી બોલાવી વાણી. ૧
પિતાજી મંન સ્થિરતા રાખો નહી ભૂલે નાથ તમાહારો
શ્રી વિઠ્ઠલજીને ઘણું વલ્લભ છે ગાઓ રાગ કેદારો. ૨
મેહેતાજી કેહે પુત્રી સાંભળ્ય દેવાળુઆ કેહેવાઇએ
સાઠ રૂપૈએ ઘરેણે મૂક્યો તો કોહોનો કેદારો ગાઇએ ? ૩
ધરણીધર મેહેતાને મંદિર ખત લખી મેં આપ્યું
વ્યાજ સંધાં તે ધન આપ્યા વિના ગાઉ તો જિહ્વા કાપું. ૪
અટક સાંભળી નરસૈંયાની પ્રીત પૂરણ આણી
કેદારો મુકાવા ચાલ્યા સમરથ સારંગપાણિ. ૫

### પદ ૫૮ રાગ કાહાલેરો.

કેદારો મૂકાવા ચાલ્યા ભક્તવછળ પ્રભુ ત્રિભુવન ભૂપ
ધરણીધર મેહેતાને મંદિર ગયા લૈ નરસૈંનું રૂપ. કેદારો. ૧
ધન આપી ખત માગી લીધું વ્યાજ સુદ્ધાં પોતાકું સહુ
ધરણીધર મેહેતાને મંદિર અપંગ વૈષ્ણવ હુતી વહુ. કેદારો. ૨
તેહેને ગેહેલી કહીને સહુ બોલાવે તે કને ગયા શ્રી ભગવાન
મસ્તક હાથ મૂક્યો માહારાજે રૂપ કીધું લક્ષ્મી સમાન. કેદારો. ૩
એક પંથ બિ કાર્ય કીધાં ફરી આવ્યા જુનાગઢ માંય
મેહેતાના ખોળામાં ખત નાંખ્યું અંતરીક્ષ રહીને વૈકુંઠરાય. કેદારો. ૪
તે રામાનંદે તતક્ષણ દીઠું મંડળીક પાસે માગ્યું માન
નરસૈંયો ઇશ્વરનું રૂપ છે. કહ્યું ન માન્યું હઠીલા રાજાન ! કેદારો. ૫

### પદ ૫૯ રાગ કેદારો.

માહારો વાહાલો રાગ મુકાવી આવ્યો બીરદપાલક હરિ દીનદયાળ
સમરે સાર કરે સેવકની દાસ જાણીને લે સંભાળ, માહારો. ૧
ખંખારી ખત વાંચ્યું મેહેતે આલાપૂં કેદારો સાર
પ્રગટ થાઓ સભા માંહાં સ્વામી સરવ દેખતાં આપો હાર.
માહારો. ૨
માંહાંમેરૂં કુંએરબાઇને કીધું છાબ ભરી સુનૈયેરે
ભણે નરસૈંયો હરિ દરશન દીજે દાસ સઉ ઉપરા થૈએ. માહારો. ૩

### પદ ૬૦ રાગ મલાર.

ચોહો દિશ જોઉં તાહારી વાટડી માહારો નાથ ન આવે
મંડળીક ખડગ કાઢી રહ્યો તું વિના કોણ મુકાવે. ચો. ૧
હઠીલા હઠ મૂકીએ હાર આપીએ મુંને,
માર્યા પુંઠે માહારા નાથજી ! લાજ લાગશે તુંને. ચો. ૨
વામન રૂપે બલિ છળ્યો. ધરા ત્રણ પદ કીધી
ઇન્દ્ર ઇન્દ્રાસન રાખીયું શુદ્ધ સુરની લીધી. ચો. ૩
ગૌ ગોપીને કારણે ગોવરધન ધરીઓ,
પાવક પીધો સેહેજમાં ભે વ્રજનો હરિયો, ચો. ૪
જમનાંજળ નિર્વિષ કર્યું ક્રૂર કાળી દમિયો
આશા પૂરી વ્રજ ભક્તની રાસ રંગે રમિયો. ચો. ૫
માંહાંમેરૂં કીધું ભલુ ગર્થ પાસે નોહોતો
લખમી વેગે મોકલ્યાં હું કીધો સમોહોતો. ચો. ૬
શા શા ગુણ સંભારીએ કીધા બહુ ઉપકાર
મંડળીક આજ હઠે ચઢયો વેગે આપીએ હાર. ચો. ૭
રાધા સુ રંગે રમો મુંને મૂક્યો વીસારી
નરસૈંને નિજ કંઠથી હાર આપો ઉતારી. ચો. ૮

## પદ ૬૧ રાગ કેદારો.

તું કસા ઠાકુરા, હું કસા સેવકા ? કર્મચા લેખ ભુસ્યા ન જાય
મંડળીક હારને પેરેપેરે પરભવે હરિ વિના દુઃખ કોહોને કેહેવાય? તું. ૧
કો કેહે કામી ને કો કેહે કપટી કો કેહે તાલકુટીઓરે ખોટો
સાર કર શ્રીહરિ દાસ જાણી મુંને હાર આપાં તો તું નાથ મોટો. તું. ૨
આગે વેહેવાઇએ અતિશે વગોવિયો ઉષ્ણ જળ મૂકીને હાસ્ય કીધું
દ્વાદશ મેઘ તેં મોકલ્યા શ્રીહરિ આપુલા દાસને માન દીધું. તું. ૩
માહારે બિપાસા સુંદરી બાંહિ કંઠ ધરી કેશવા કીર્તન એમ હોય
અબુધ લોક અસત વાણી વદે પુણ્યવંત લોક તે પ્રેમે જોય. તું. ૪
માહાદેવજીની મુંને જહીની કૃપા હવી તહીનો મેં લક્ષ્મીનાથ ગાયો
માંહાંમેરા વેળા લાજ જાતી હુતી ગરુડ મૂકીને ચરણે ધાયો. તું. ૫
સોરઠમાંહાં સાચું સરવે કહ્યું પુત્રીને માંહાંમેરૂં એમ કીધું
નાગરી ન્યાતમાંહાં છકું ચઢાવીયુ નરસૈંયાને અભેદાન દીધું. તું. ૬

---

## પદ ૬૨ રાગ કેદારો.

હારને કાજે શું હઠ કરો શામળા? જાચવાને તાહારે પાસ આવ્યો
રાધકાને સંગ બિઠો લીલા કરાં કીહિરે વૈકુંઠથી તું શૂં રે લાવ્યો? હાર.૧
તાહારૂં વિશ્વંભર નામ ધરૂં તે વીશાંસિયો. નંદનો છોકરો છાશ પીતો
હાથ માંહાં લાકડી ધાબળી ઓઢતો ગાવડી ચારતો વન રેહેતો, હાર. ૨
માત તું તાત તું ભ્રાત તું ભૂધરા તું વિના દુઃખ કોહોનેરે કહીએ ?
ભણે નરસૈંયો તાહારા ગુણ ગાઇ જીવીએ એકલા ભૂતળે કિમ રહીએ ? હા.૩

---

## પદ ૬૩ રાગ કેદારો.

રોકી રહી રાધકા રંગ જામ્યો ઘણો રસીલા રાતડી રહીરે થોડી
નંદના નંદ તું સ્ત્રીજીત થૈ રહ્યો આહીરડાં સુ પ્રીતિરે જોડી, રોકી. ૧
દેવ કપાલિયિ કામ પ્રજાળીઓ ઇશ્વરપદ પામ્યો ઉમિયાસ્વામી,
વિષ્ણુ તુહુને લોકે લંપટ કહ્યો જો થયો વ્યભિચારીરે કામી, રોકી. ૨

હઠ કરે તે સુ હઠ કરો શામળા ત્રુટશે સ્નેહ ત્રિકમ તાણિ
ભણિ નરસૈંયો અવધી જે વારે ગઇ મંડળીક મુજને મારે વાહાંણિ, રોકી. ૩

### પદ ૬૪ રાગ કેદારો.

સાર કરિ શામળા! મેહેલ્ય મંન આમળા ઊઠય ગોપાળરાય! અસુર થાય
નરસૈંયાને હાર એક આપતાં તાહારા બાપનું શું રે જાય? સાર. ૧
હારને કાજે શું મુન્ય ગ્રહી રહ્યો? ન બોલે કોણ અભિમાન માટે?
આપીયિ હાર કિ પ્રગટ કરૂ હવડાં જે કૃત કીધું વૃંદાવનની વાટિ, સાર. ૨
અણુવરી નારિને ભોગવાં ભૂધરા! પરણતાં પહ્લુ શું બિહૂ તાહારે?
હારની વારથી ભાર ભાગી જશે. શું કહીયિ નાથજી વારે વારે? સાર.૩
કલજુગ માહિ પ્રતીત ગઇ લોકની હવિ વૈષ્ણવની વીલે શી રે થાશે
ભણિ નરસૈંયો હું હલવો પડે ગોવિંદ ગુણ તાહારા કોણ ગાશે? સાર. ૪

### પદ ૬૫ રાગ કેદારો.

કૃષ્ણ કૃપાનિધ કેશવા કર કૃપા. હું રે અનાથ તું નાથ કહીયિ.
મંડળીક હારને પેરેપેરે પરભવે. કૃષ્ણ વિના કોહોનિ શરણ જૈયિ. કૃષ્ણ.૧
તોરે શરણે આવ્યો સંસારને પરહરી તો પ્રભુ પેરેપેરે કાંરે પીડિ?
અંતરગતિ અવલોકતાં વિઠલા તુ વિના રૂદયા સુ કોણ ભીડિ? કૃષ્ણ.૨
માહારા મનમાંહાં હરખ ઘણો હુતો. કાં ન જાણ્યું પ્રભુ કષ્ટ માહારૂં?
ભણે નરસૈંયો પ્રતીત છે મુઝને. પાલ્ય ગોપાળજી બીરદ તાહારૂં, કૃષ્ણ. ૩

### પદ ૬૬ રાગ રામગ્રી (રાગ સામેરીમાં ગાવું).

હાંરે વિચારાં સુ પ્રીતડી તું સ્ત્રી રંગ રાતો
મંડળીક મુઝનિ પરભવિ તુ રમાં મદમાતો, હાંરે. ૧
કામી થયોરે કેશવા સુને પરભવે પાપી
લોભી થયો લક્ષ્મીવરા તેણે ન શક્યો હાર આપીરે, હાંરે. ૨

વાહારે ચઢજો વિઠલા હવાં દેહ પડશિ
નરસૈંયો કહિ નાથજી કુંઅરબાઇ રવડશે. હાંરે. ૩

---

પદ ૬૭ રાગ રામગ્રી.

પ્રભુ દુરીજન લોક કહે નરસૈંયો વાવતી વાત રાજાએ જાણી
દુષ્ટને વચનિ મંડળીક વીહીલો થયો કહિ લાવો વિગિ નરસૈંયાનિ તાંણી ૧
સેવક શીઘ્ર તાંહાં તેડી મુઝનિ ગયા મહીપાળ કહે તુંનિ દાસ કહીયે
તાહારિ પ્રીત દામોદર સુ બહુ હાર મગાવ્ય જંમિ અમિરે લહીયિ. ૨
તે માટિ તું નાથનિ વીનતી કરૂં. પાલશિ બીરદ તો કાજ થાશે
ભણિ નરસૈંયો તું ભક્તવછળ સદા. હઠ કરશો તો માહારો જીવ જાશે.
પ્રભુ. ૩

---

પદ ૬૮ રાગ રામગ્રી.

દયા આણ દામોદરા શીઘ્ર સેવકતણી તુંરે માહારો ધણી વિશ્વ જાણિ
પ્રગટ થયું નામ તે તું થકી શામળા! તોરે કાં વીનતી ચિત ન આણિ?
દયા. ૧
માહારે મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણીધરા મિત્ર મોહન વિના નથીરે બીજો
હાર આપ્યા વિના લાજ કહો ક્યમ રહે? દીન દેખી પ્રભુ શિ ન રીઝો?દયા.૨
સાહિ કીધા વિના નેટિ નથી છૂટવું જો તાહારા ચરણની આશ આપી
નરસૈંયા ચા સ્વામી માન માગી કહું આ દેહ દામોદરા તું રે સોંપી, દયા. ૩

---

પદ ૬૯ રાગ રામગ્રી.

પરણીને પારકિ હાથ કાં ભાળવિ? લાજ ન આવેરે કંથ તુંને
યદી કોટી અપરાધ હોય શામળા મેહેલિ મનિ આંમળા રાખ્ય સુંને.
પર. ૧
સુંદરી યૂથ સહસ્ર છે તાહરે તે માંહે હું એક દાસી તાહારી
નરસૈંયા ચા સ્વામી તુઝને વીનવું સંગમિ સાર તું કર રે માહારી, પર. ૨

---

## પદ ૭૦ રાગ રામગ્રી.

શ્રવણિ સુનો થયો શામળા શ્રી હરી, લક્ષ્મીના નાથ શું નિંદ્ર આવી?
બીરદ મોટું ધરો પતિત પાવનતણું. શરણ આવ્યા પુઠી બાંહ
સાહાવી, શ્રવ. ૧
દુષ્ટની દૃષ્ટિ થકી રાખ્ય રાહીવરા, તુઝ વિના નાથ કો નથી રે સ્વામી,
દુરીજન લોક તે મનિ આનંદિયા. અવર કોહોને કહું શીશ નામી?
શ્રવ. ૨
ફુલની માલિ તેં અધિક તુઝને વશી વીસર્યો નાથ હું મનિ તાહારિ
નરસૈંયાચા પ્રભુ વીલંબ કીજે નહી. હાર આરોપિ પ્રભુ કંઠિ માહારિ,
શ્રવ. ૩

---

## પદ ૭૧ રાગ પંચમ.

જાગરે જાદવ રાત થોડી રહી મંડળીક મુકુંદને બિહાવિરે
અરુણ ઉદયો ને હરણી આથમાણી તોહે તુંનિ કરુણા ન આવેરે.
જાગરે. ૧
વલોણાં તણાએ ને વેદ ભણાયે ભામિનિયાં ભરિ પાણીરે
આવી ન શક્યો શું યશોદાજીએ ઉલુખલિ બાંધ્યો તાણીરે, જાગ. ૨
મુચુકંદ કુંભકરણ તેં જીતીયા નિંદ્રા તાહારી વાધીરે
યદુવીર કીર ઊલકિ ઘેર્યો નરસૈંયો અપરાધીરે, જાગ. ૩

---

## પદ ૭૨ રાગ દેશાખ.

ગોવિંદ ગોપીમાંહાં ગેહિલાઇ કરતો રાસમાંહે હું સાથે ફરતો. ૧
હલ્યા આવ્ય ચોરટા ધાઇ તાહારાં ચરણ રહ્યો છું સાહી. ૨
તુનિ ઘણા જનમનો વળગો તુથી ક્યમે ન થાઉં અળગો. ૩
તું અજાતિ અજાતિ ક્યમ કાંહાંવાં ક્યમ આહીરનિ ઘેર આવાં. ૪
તુનિ રાખી રહી મદમાતી તે શું હજી રમતાં નથી ધ્રાતી? ૫
રાજાએ કમાડિ દીધું તાળું એહિનું મુખ કીધું જોઇએ કાળું. ૬

વીનતી સાંભળો માહારા સ્વામી, તમનિ કહું છું શીશ નામી. ૭
વડીવાર થઇ હાર આપો, મુનિ આપણો કરી સ્થાપો. ૮
પ્રીત અંતરની જાણી, તત્ક્ષણ ઊઠયા સારંગપાણિ. ૯
દામોદરજીએ દયા આણી, સાથિ તેડયાં શ્રી પટરાણી. ૧૦
લડસડતો બ્રહ્મ આવી બિઠો, તે સરવ સંન્યાસીએ દીઠો. ૧૧
તાંહાં નરસૈંયે પ્રણામ કીધો, કૃષ્ણે માથે હાથજ દીધો. ૧૨

---

## પદ ૭૩ રાગ બિલાવલ.

કૃપાનાથે કૃપા કરી દીધું દરસંન,
અવર કો નથી દેખતું બોલ્યા મધુર વચંન. કૃપા. ૧
મેહેતા તું વાહાલો મુને અળગો નહી લગાર
રીસ વચન સુણવા કારણે ક્ષણ લગાડી વાર. કૃપા. ૨
રાજસભામાહે તેડીઓ થયો વાદ વિસ્તાર,
નગર નિવાસી લોકને થયો ઉદ્વેગ અપાર, કૃપા. ૩
નિદ્રા નિશાએ નવ કરી ભક્ત સંકષ્ટ જાણી,
ભક્ત દુખે દુખણી પ્રજા તે પરિ કરુણા મેં આણી. કૃપા. ૪
રાજાને કોહો શીઘ્ર થઈ તેડો પુરના વાસી,
સહુ દેખતાં નરસૈંયાને હાર આપે અવિનાશી, કૃપા. ૫

---

## પદ ૭૪ રાગ બિલાવલ.

મંડળીકે પડો વજડાવીયો મેલ્યું આખું ગામ,
જે જ્યમ તે ત્યમ આવિયું તજી ધન ને ધામ, મંડ. ૧
સકળ વર્ણ એકઠી થઇ ભીડ ભરી ચોહોફેર,
નરનારી ટોળે મળ્યાં કો ન રહ્યું ઘેર, મંડ. ૨
સકળ પ્રાણીને દયા કરી પ્રભુજીએ અપાર,
હાર આપવા પ્રગટિયા પોતે જુગદાધાર, મંડ. ૩

---

## પદ ૭૫ રાગ વસંત.

કમાડ કડકડિયાં ગડગડિયાં મંડળીકનાં મંદિર,
ભોગળ ભાગીને તાળુ તૂટયું પધાર્યા શ્યામશરીર, કમાડ. ૧
આસનથી ઊતર્યાં અવિનાશી પધાર્યા મંડપ માંહ્ય
રંગીલા છબીલાને નિરખી મેહેતાજી લાગિયા પાય, કમાડ. ૨
સંન્યાસી વિરાગી વિસ્મે પામ્યા વરત્યો જેજેકાર,
સરવ દેખતાં નરસૈંયાને હરિએ આપ્યો હાર, કમાડ. ૩
જેહેને જેહેવી મનસા તેહેવું દરસન દીધું દેવદયાળ
નરસૈંયાને ફરી ફરી ભેટે પ્રેમે પોતે મદનગોપાળ. કમાડ. ૪

---

## પદ ૭૬ રાગ આશાવરી.

રામાનંદે રામ રૂપ દીઠું મુકંદાશ્રમે મુકંદરે,
અવધૂતાશ્રમે અબધુત દીઠા ગોવિંદાશ્રમે ગોવિંદરે. ૧
અદ્વૈતાશ્રમે અદ્વૈત દીઠા, કેશવાશ્રમે કેશવરે,
નરસૈંઆશ્રમે નરસૈં દીઠા, માધવાશ્રમે માધવરે. ૨
બ્રહ્મભારતીએ બ્રહ્મ રૂપ દીઠું શ્રીધરાશ્રમે બ્રહ્મચારીરે,
વાસુદેવાશ્રમે વિષ્ણુરૂપ દીઠા, શિવેશ્વરાશ્રમે ત્રિપુરારીરે. ૩
અચુતાશ્રમે અચ્યુત રૂપ દીઠું વિશ્વેશ્વરાશ્રમે વિશ્વંભરરે.
નારાયણાશ્રમે નારાયણ દીઠા, દામોદરાશ્રમે દામોદરરે. ૪
પ્રસાદપુરીએ નિરંજન દીઠા, ભીમે દીઠા રામરે
રાજાની માએ ચતુર્ભુજ દીઠા, ત્રણ સખીએ દીઠા સામરે. ૫
કુંઅરબાઇએ પિતામહ દીઠા, વિશ્વપાલક દીનદયાળરે,
પ્રધાને પ્રલય રૂપ દીઠું રાજાએ દીઠો કાળરે. ૬
વૈષ્ણવે વ્યાપક રૂપ દીઠું સહુ કોને સંદેહ ફીટયોરે,
છેલછબીલો ને છોગાળો નરસૈંયે રંગીલો દીઠો રે. ૭

---

## પદ ૭૭ રાગ રામગ્રી.

ઓળગ્યો અફળ ન જાય, એહેવો હરિ રાખીએ ઘટ માંહાય. ઓલ. ૧
ઓળગ્યો રાય વિભીષણ અંબરીષ, ચરણે અહલ્યા તારી,
કુબજાનું ચંદન માગી લીધું, ગોકુળ રાખ્યું ગોવરધનધારી, ઓલ. ૨
તારણ તરણ પાલણ પુરૂષોત્તમ, ભક્તવચ્છલ બીરદ કહાવે,
નરસૈંયાચા સ્વામીને જે કો સમરે તે પુનરપિ જનમે ન આવે, ઓલ. ૩

---

## પદ ૭૮ રાગ રામગ્રી.

ધંન તું ધંન તું એમ કહે શ્રીહરિ, નરસૈંયો માહારો ભક્ત સાચો
મેહેલી પુરૂષાતન સખી રૂપ થૈ રહ્યો લોકાચાર તજી પ્રેમે નાચ્યો, ધંન. ૧
તુઝ માંહાં મુઝમાં ભેદ કિશો નથી, નાચ નાગર આનંદ આણી
પ્રથમથી પ્રીત બાંધી છે આપણિ, જોની ઉષ્ણોદક માહે મોકલ્યું મિ
પાણી, ધંન. ૨
એક ક્ષણ તુઝથી અળગો હું નથી, શું જાણિ શ્રીપાત મંડળીક ભૂપ
ચૌદ લોક માંહિ તું સમો કો નથી, તાહારૂં માહારૂં એક રૂપ, ધંન. ૩
તાહારો અક્ષર જે કો ગાય નિ સાંભલે, તેહેના એકવીસ પૂર્વજ
વૈકુંઠ જાય,
ભણે નરસૈંયો મીઠું બોલી શું રીઝવો? તાંહાં કર જોડી કૃષ્ણજી સમ
ખાય, ધંન. ૪

---

## પદ ૭૯ રાગ ધનાશ્રી મેવાડો.

એણી પેરે બોલ્યા ત્રિભોવનરાયજી, કહ્યું શ્રીપાતને નમો મેહેતાજીને
પાયજી. ૧
શ્રીપાત સરવે પ્રણામ કીધોજી, અપરાધ ક્ષમા કરાવી લીધોજી. ૨
કર જોડીને કીધું સ્તવંનજી, અમો નવ ઓળખ્યા મેહેતો ધંનધંનજી. ૩
તમાહારી કૃપાએ થયું હરિ દરસંનજી, જપતપ કરતાં ન દીઠું સ્વપંનજી.૪

વિષ્ણુભક્તનો મહિમા અગાધજી, ન લહે મુનિયોગી કીધે સમાધજી. ૫
દેહ ધર્યાનું લહ્યું ફળ આજજી, તમારે સંગે મળ્યા મહારાજજી. ૬
પારસનિ સ્પર્શે આયસ થયું હેમજી, સાધુને સંગે વરત્યું ક્ષેમજી. ૭
પછિ રામાનંદે રાજા શાપ્યોજી, ન માન્યું વચન હરિ હાર આપ્યોજી. ૮
ભક્તને હણવાનું કીધું મંનજી, મંડળીક તાહારૂં જાઓ રાજ્યાસંનજી. ૯
ત્રણ માસમાં થાશે કોપજી, અપરાધ તાહારો કરશે લોપજી. ૧૦
મેહેતાજીએ માગી લીધુંજી, કૃપા કરો સ્વામી કારજ સીધ્યુંજી. ૧૧
ભાવી પદારથ હતું જ્યંમજી, હાર હરિએ આપ્યો કીધો અતિશ્રંમજી. ૧૨
મંડળીક મેહેતાને લાગ્યો પાયજી, અપરાધ માહારો કરો ક્ષમાયજી. ૧૩
કોણ કરમે તાણી વાતજી, દુરમતિ ઉપની કરવા ઘાતજી. ૧૪
મેહેતો ઉચરે સાંભળ રાયજી, તાહારી ઉત્પત્તિ જાણે તુજ માયજી. ૧૫

## પદ ૮૦ રાગ મેવાડો ધનાશ્રી.

રાજા ચાલ્યો જનિતા ભણી, કોહો ઉત્પત્તિ મુજતણી. ૧

### ઢાળ.

ઉત્પત્તિ પુછી દીકરે પછે જનુની એણી પેરે ઉચરી. ૧
સાંભળો દીકરા કહુ તુજને પુરવ કથા જે હુઇ ખરી. ૨
તુંને પુછવા એહ હારદ મેહેતેજીએ મોકલ્યો
સાધન મનુષ દેહનું તુંને ગોર મેહેતાજી મળ્યો. ૩
એકવાર હું સ્રીધર્મે પામી કરી ઉઠી સ્નાન
મુખ દીઠૂ પ્રતીહારનું, પછે તું હવો સંતાન. ૪
એહેવી વાતને સાંભળી સંદેહ ટળ્યો મન રાય,
તત્ક્ષણ આવ્યો સભા માંહે લાગ્યો મેહેતાજીને પાય. ૫
રામભક્ત જે ભીમ વૈરાગી નમ્યો ધરી આહલ્હાદ
મેહેતાજી મુઝને ક્ષમા કરજો મિથ્યા કીધો મેં વાદ. ૬
મેહેતાજી પ્રત્યે શીખ માગી સહુ કો થયું વિદાય;
સખીના ગળા માંહે હાથ મુકી મેહેતાજી ઘેર જાય. ૭

સંવત ૧૫ પંતર આરોતરો માઘ સુદ સાતમ ભોમ વાર,
તે દિવસ દિગવીજે મેહેતાને આપ્યો હરિએ હાર. ૮
નગર લોક સહુ દરસન પામ્યા, વરત્યો જેજેકાર,
તે સભામાંહાં દામોદરજી પ્રગટ રહ્યા ઘડી ચાર. ૯
મુગટ કુંડળ માળા આપી આપ્યાં પીત વસન્ન
ફરી ફરી હરિ દે આલિંગન પૂરણ વદન પ્રસન્ન. ૧૦
દેવ ગગન રહી નિરખતા જય જય વાણી ઉચ્ચરે,
ધંન ધંન મનુષ નરસૈંનાગર ભક્તિએ હરિ વશ કરે. ૧૧
પુષ્પવૃષ્ટિ તાંહાં થઈ ઘણી, આનંદ ઉરન સમાય;
સરવ લોક અતિ હરખ ધરી ઘેર ઘેર હાર ચરિત્ર સહુ ગાય. ૧૨
એહ ચરિત્ર અદ્‌ભુત પગટયૂં કળજુગ માંહાં કરુણા કરી,
ગાય જે જન સાંભળે તે જાય ભવસાગર તરી. ૧૩

---

## પદ ૮૧ રાગ આશાવરી.

દામોદરે કીધી દયા, નરસૈંયાનો રાખ્યો રંગ,
આપુલા સેવકને સુખ કારણ, રાય મંડળીકને કીધો મન ભંગ,
દામો. ૧.
જાર જાત્યનિ કાંઈ ન જાણ્યું વૈષ્ણુવ સરસો કીધો વાદ,
અંતરગત અંતજનો જાયો અસુરાં કુળ ઉપન્યો વિખવાદ, દામો. ૨
કળજુગ માંહાં સહુએ પ્રગટ દીઠૂં નરસૈંયાની જીતી હોડ્ય,
આપ્યાં કુંડળ મુગટ ને માળા, પીતાંબર આપ્યાં કટિ છોડ, દામો. ૩
જેજેકાર હવો પુર માંહે હરખે આપ્યો હાર હરી
મંડળીકની તાં માંમ નીગમી નરસૈંયાનિ કૃપા કરી, દામો. ૪

---

## ૮૨ રાગ ધનાશ્રી.

તેણે નરે જીત્યુંરે જીત્યું, તેણે૦
તેહેને વેદ પુરાણે વદીતૂં મુક્તિ વાહાણુ ઘેર છીત્યું,

રાખ્યા નાથ રૂદેમાંહાં જેણે, તેહેને અવતરવું ફરી વીત્યુંરે, તેણે. ૧
લાજ છાંડી નિજભક્તિ માંડી જેણે, ગોવિંદના ગુણ ગાયા,
ભણે નરસૈંયો સત્ય કરી માનો સફળ હવી તેની કાયા, તેણે. ૨

---

### પદ ૮૩ રાગ ધનાશ્રી.

મેહેતાજીનો મહિમા મોટો, કેહેતાં નાવે પારજી
દેશદેશથી દરસન કરવા આવે પુરુષ ને નારજી. ૧
બ્રાહ્મણ, ક્ષત્રી, રાજા રાણા માહાજન મોટા અધિકારજી,
ચરણ કમળ મેહેતાનાં વંદે તનમન કરે બલિહારજી. ૨
નગર નિવાસી મેહેતા કેરૂં નિત પામે દરસંનજી
મુખ જોયા વિના મેહેતાજીનું ન કરે કોય ભોજંનજી. ૩
પ્રજા સહુને આનંદ વાધ્યો દુખ દારિદ્ર નહિ લેશજી,
વિઘન કાંઈએ સ્વપ્ને નહી કોહોને, પાવન કીધો દેશજી. ૪
ઘેર ઘેર કથા કીરતંન જશ ગાયે, સેવા અરચા ગોવિંદજી
વૈકુંઠથી અદકેરી રચના, વાધ્યો બહુ આનંદજી. ૫
તાલ મૃદંગ વાજે નિશવાસર, ગાય મેહેતાજીની વાણીજી.
વૃદ્ધ બાળક સહુ મળીને બેસે, ઘેર ઘેર મેહેતાની કાહાણીજી. ૬
મુગટ કુંડળ ને માળા પીતાંબર, આપ્યા પ્રભુએ શણગારજી
તે પેહેરીને મેહેતા સેવે, દામોદર ઉદારજી. ૭
સખી સંઘાતે કીર્તન ઓછવ, નિત્ય કરે ધરી પ્રેમજી,
એહેવી શોભા જોતાં જગમાંહાં ઉદ્યોત થયું અતિ ક્ષેમજી. ૮
મંડળીક રાય વિસર્જન પામ્યો, યથા શાપ અનુસારજી,
રાજનગરનો રાજા યવન તેણે લીધો સ્વમત મોઝારજી. ૯
નિકટ રાખીને અધિકાર સોંપ્યો કીધો મુખ્ય પરધાનજી,
જૂનાગઢ માંહાં ભકિત પ્રવર્તી ભજે સહુ ભગવાનજી. ૧૦
મેહેતાજીના ચરણ પ્રતાપે ટળ્યો દ્વૈત અધિકારજી
અવિદ્યા કોહો ને અંગ ન વ્યાપે, હરિયશ મુખ ઉચ્ચારજી. ૧૧

નિરખે થઈને હરિગુણ ગાયે મળી કુટુંબ પરિવારજી
એ પરચે બળ મેહેતા તણે સહુ છૂટયા ભવ સંસારજી. ૧૨
ભાગ્યનિધિ પ્રજા તે કાળે નિરખે મેહેતાનું રૂપજી,
વળી વિશેકે દરસન પામ્યા શ્રીકૃષ્ણ ત્રિભોવન ભૂપજી. ૧૩
કળજુગ માંહાં જે કૃપાપાત્ર જન, મેહેતાતણો યશ ગાશેજી,
વિના આયાસ શમદમાદિક સહેજે કૃતારથ થાશેજી. ૧૪
શ્રીહરિ કેરૂં વચનામૃત જે મેહેતા પ્રત્યે ભાખ્યુંજી
તાહારો અક્ષર ગાય સાંભળે, તેહેના પૂર્વજ વૈકુંઠ રાખુંજી. ૧૫
એ ભક્ત મહિમા સંક્ષેપે વર્ણવ્યો યથામતિ અનુસારજી
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી. ૧૬
તે સઘળાંનો જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાનજી
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમાંહાં તે લખ્યું વ્યાખ્યાનજી. ૧૭
મેહેતાનો યશ અતિ અગાધ છે કહી ન શકે કવિ ક્રોડજી,
નિત્ય લીલા રસ માંહાં જે ઝીલે નિરખે રાધાકૃષ્ણ જોડજી. ૧૮
જોગેશ્વરને ધ્યાને ન આવે તો જીવ ક્યમ કરી વિખાણેજી,
અનુગ્રહિ કરે ઉદ્ઘાટન તેવારે મર્મજ જાણેજી; ૧૯
એ આખ્યાન જે ગાય સાંભળે, તે પામે ભક્તિ યોગજી,
સંસાર ક્લેશથી અળગો થાયે ભક્તિ મુક્તિ લહે ભોગજી. ૨૦
શ્રીકૃષ્ણજી તેહેને કૃપા કરીને આપે નિજપદ વાસજી,
જાહાં સમીપ સંમુખ રહી ગુણ ગાય નરસૈંદાસજી. ૨૧

સંપૂરણ. શ્રોતાવક્તાને કલ્યાણ. શુભં ભવતુ.
જે જે શ્રીગિરિવરધારી વ્રજદુલારે.

મેહેતા રૂપચંદ મૂળચંદ. મહેતા શંકરજીને ભણાવાને અરથે લખ્યું છે.

